અંદરથી ઊકલતી આવેલી વાણી

# કાગવાણી

ભાગ : ૮

[યોગીમાળા]

દુલા ભાયા કાગ

પ્રાપ્તિસ્થાન

**ગૂર્જર સાહિત્ય ભવન**

રતનપોળનાકા સામે, ગાંધીમાર્ગ, અમદાવાદ 380 001

ફોન : 079-22144663, 22149660

e-mail : goorjar@yahoo.com

**સંસ્કાર સાહિત્ય મંદિર**

5, N.B.C.C. હાઉસ, સહજાનંદ
કૉલેજ પાસે, પોલિટેકનિક,
અમદાવાદ-380 015
ફોન : 079-26304259

**ગૂર્જર સાહિત્ય પ્રકાશન**

102, લેન્ડમાર્ક, 100 ફૂટ રોડ, ટાઇટેનિયમ
સિટીસેન્ટર મૉલ પાસે, પ્રહ્લાદનગર,
અમદાવાદ-380 015 ફોન : 079-26761366
ઇમેલ : jurjarprakashan@gmail.com




કિંમત : ₹ 125

પુનર્મુદ્રણ : ફેબ્રુઆરી 2015

પહેલી આવૃત્તિ : ડિસે. 1957

પુનર્મુદ્રણો : જુલાઈ 1978, ફેબ્રુઆરી 2005, મે 2009, 2013

KAGWANI : 8 [YOGIMALA]
a collection of Gujarati poems
by Dula Bhaya Kag
Published by Gurjar Grantharatna Karyalaya,
Gandhi Road, Ahmedabad 380 001 (India)



પૃષ્ઠ : 20+196

ISBN : 978-81-8480-966-4

નકલ : 1250

પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

અમરભાઈ ઠાકોરલાલ શાહ : રતનપોળનાકા સામે, ગાંધી માર્ગ, અમદાવાદ -1

ફોન : 079-22144663. e-mail : goorjar@yahoo.com

ટાઈપસેટિંગ : શારદા મુદ્રણાલય

201, તિલકરાજ, પંચવટી પહેલી લેન, એલિસબ્રિજ, અમદાવાદ -6 : ફોન : 26564279

મુદ્રક : ભગવતી ઑફસેટ

સી/16, બંસીધર એસ્ટેટ, બારડોલપુરા, અમદાવાદ - 380 004

## અર્પણ સંતને ચરણે

પિતાએ પ્રાણ અને માતાએ જન્મ આપ્યો. માયાએ મોહજાળ આપી. ધરતીની ધૂળે પોષણ આપ્યું. આ બધા પછી જેણે જ્ઞાનદૃષ્ટિ આપી તે **શ્રી જ્ઞાનજીવન સંત (યોગીજી)**ને ચરણે આર્તભાવના સહિત અર્પણ. જ્ઞાન પ્રમાણે જીવન જિવાય, નહિ તો જીવન પ્રમાણે જ્ઞાન બની જાશે.

-ચરણરજ

**ચારણ દુલા ભાયા કાગ**

# સુવર્ણ-સુરભિ-સંયોગ

દુલા ભાયા કાગ એટલે ગુજરાતી કાવ્યસાહિત્યનો મહેરામણ. સંસ્કારનાં મોતી અને સંસ્કૃતિનાં રત્નો જેના શબ્દરૂપી છીપમાં પાક્યાં છે એવા કવિ કાગ, મહેરામણ કરતાં જરાય ઊણા ઊતરતા નથી. એમની કવિતામાં ચારણી બોલીના પ્રયોગને બદલે શિષ્ટ-માન્ય ભાષા પ્રયોજાઈ હોત તો તેમને ગુજરાત અને ભારતની બહાર પણ ભરપૂર આદર-સન્માન મળ્યાં હોત.

પદ્મશ્રી જેવા ઍવૉર્ડ પણ જેની પ્રતિભા સામે વામણા લાગે એવા કવિ દુલા કાગનાં કાવ્યો 'કાગવાણી'માં ગ્રંથસ્થ થયાં છે. એમાં પારાવાર વિષયવૈવિધ્ય છે, લોકજીવનનો ધબકતો લય છે. કવિ કાગની જન્મશતાબ્દી નિમિત્તે ભારત સરકારે કવિની સ્મૃતિમાં ટપાલટિકિટ પ્રગટ કરી હતી. 'ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય' સંસ્થાનાં ૭૫ વર્ષ પૂર્ણ થવા નિમિત્તે અમૃતપર્વની ઊજવણી થઈ ત્યારે પદ્મશ્રી દુલા કાગની જન્મશતાબ્દી નિમિત્તે તેમનાં પુસ્તકો પુનઃ પ્રગટ કર્યાં હતાં. ગુજરાતી સાહિત્યના ઓજસથી સૌને લાભાન્વિત કરવાના અમારા પુરુષાર્થમાં વાચકોની હૂંફ સતત મળતી રહી છે, તે અમારું સદ્ભાગ્ય છે.

પૂર્વે પ્રકાશિત 'કાગવાણી'ના ખંડોમાં કેટલાંક કાવ્યોનું પુનરાવર્તન થતું હતું, તો ક્યાંક વિષયાંતર થતું માલૂમ પડ્યું હતું. શક્ય છે કે અલગ અલગ સમયે તેનું પ્રકાશન થયું હોય, તેથી એમ બન્યું હોય. અમે એકસાથે તમામ ખંડોનું પ્રકાશન કરતી વખતે પુનરાવર્તિત કાવ્યો રદ કર્યાં છે અને કેટલાંક કાવ્યોને વિષય-ઔચિત્યની દૃષ્ટિએ એક ખંડમાંથી અન્ય ખંડમાં લઈ જઈને ગોઠવ્યાં છે. આ સિવાય પુનઃ સંપાદનમાં ખાસ કોઈ ફેરફાર નથી.

શ્રી દુલા કાગની પુનિત સ્મૃતિમાં આયોજિત પૂ. મોરારિ બાપુની 'રામકથા' પ્રસંગે 'કાગવાણી'ના આઠેય ભાગનું પુનર્મુદ્રણ કરતાં ધન્યતા-પ્રસન્નતા અનુભવીએ છીએ.

'કાગવાણી'ના આઠેય ભાગમાં વહેતાં સંસ્કાર અને સંસ્કૃતિનાં વારિ નવી પેઢીને આપણી અસ્મિતાનો પરિચય કરાવશે તેવી શ્રદ્ધા સાથે –

૧૫, ફેબ્રુઆરી, ૨૦૧૫ — ગૂર્જર પરિવાર

## પ્રસ્તાવના

કાગવાણીનો આઠમો ભાગ 'યોગીમાળા' સ્વરૂપે બહાર પાડતાં અમોને ખૂબ જ આનંદ થાય છે.

કવિ કાગનું નામ તો લોકસાહિત્ય અને ગુજરાતી સાહિત્યમાં ખૂબ જ જાણીતું છે, એટલું જ નહિ પરંતુ એમની વાણી સાંભળવામાં પણ લોકોને એટલો જ રસ હોય છે. પ. પૂ. સ્વામીશ્રી યોગીજી મહારાજ સાથેનો તેમને પરિચય કેવી દૈવી પ્રેરણાથી થયો અને એ સંબંધ થતાં જ કઈ પ્રેરણાથી એમણે કાગવાણી આઠમો ભાગ લખવાનું શરૂ કર્યું એ તો તેમના નિવેદનથી જ સ્પષ્ટ થાય છે. પ. પૂ. સ્વામીશ્રી યોગીજી મહારાજના પ્રથમ દર્શનથી જ તેમણે કેવા ભાવ અનુભવ્યા તે તેમના નીચેના કાવ્યમાં વ્યક્ત થાય છે :

**વામન વિરાટ જેવો લાગતો રે,**
**'કાગ' દર્શન કીધે ભ્રમ ભાંગતો રે.**

શ્રી યોગીજી મહારાજના પ્રથમ દર્શનથી જ તેમના અંતરમાં કેવા ભાવો પ્રગટ થયા તે તેમણે 'ઝડપાણા' કાવ્યમાં આલેખ્યા છે.

'જોગીડાને જોવા ગયા તે જોનારા ઝડપાણા રે' વળી 'જીવ ભૂલ્યો' એ કાવ્યમાં કહે છે : 'ભવસાગરનો સાચો ભોમિયો, જોગી એક જણાતો જીવડા.'

જોગીના જ્ઞાનની ગંગામાં નહાવાના તેમને કેવા કોડ જાગ્યા તેનો 'સદ્‌જ્ઞાનની ગંગા' કાવ્યમાં કવિ ઉલ્લેખ કરે છે,

**"એક દી આ ગંગા મજાદર નીકળી**
**ડૂબકી મારી મૂંગો બની ગ્યો 'કાગ.' "**

તેમનાં આ કાવ્યો તેઓ લખે છે તેમ ભગવાનની પ્રેરણાથી જ લખાયાં છે. શ્રી સ્વામીનારાયણ ભગવાને ઉપદેશેલ ઉપાસનાના મૂળભૂત સિદ્ધાંતો, વેદ, ઉપનિષદ્, ગીતા પ્રણીત અને વચનામૃતોમાં પણ ભારોભાર ભરેલું તે ગૂઢ રહસ્ય ચુસ્ત, સત્સંગીને પણ જ્યાં સમજવું મુશ્કેલ બને છે ત્યાં કવિ કાગ પ. પૂ. સ્વામીશ્રીના ફક્ત બે જ પ્રસંગોમાં કેવી સરળ રીતે સમજાવે છે તે 'સોરઠના સંત' કાવ્યમાં જાણે પ્રભુપ્રેરિત વ્યક્ત થયેલું હોય તેવું જ જણાઈ આવે છે,

**જીસ કો પુરુષોત્તમ કો પાના, અક્ષર દરવાજા સે જાના,**
**યહ વાત સ્વામી મુખ સે ગાયા.'**

જેને પુરષોત્તમનો સંબંધ પામવો હોય તેને અક્ષરનો સંબંધ કર્યા સિવાય છૂટકો જ નથી. ब्रह्मविदाप्नोति परम् એ ઉપનિષદનું સૂત્ર તથા વચનામૃતનું રહસ્ય જે અક્ષરધામને વિષે અક્ષરના સાધર્મ્યપણાને પામ્યા એવા અનંતકોટી મુક્ત તે સર્વ પુરુષોત્તમના દાસભાવે વર્તે છે, એટલે પુરુષોત્તમની દાસભાવે ભક્તિ કરવી હોય તો અક્ષરનું સાધર્મ્યપણું પામવું જ રહ્યું.

વળી 'પરલોકનો ભોમિયો' તેમાં કહે છે,

**'ભાઈ, એની હૂંડીને સાચવજો,**
**અક્ષર બગડે નહિ રે જી...**
**નહિ તો મે'નત પડશે માથે;**
**કાંઈ ત્યાં મળશે નહિ રે જી...'**

આ કાવ્યમાં હૂંડીને અક્ષરનું રૂપક આપ્યું છે, હૂંડીના અક્ષર બગડે તો હૂંડી સ્વીકારાય નહિ તેમ અક્ષરરૂપી શ્રીજી મહારાજની જે હૂંડી તે સાચવવી, અક્ષરને ઓળખવા, તે રૂપ થવું અને તે મર્મ જો નહિ સમજાય તો મનુષ્યજન્મનો ફેરો માથે પડશે.

એક એક કાવ્યના શબ્દો જાણે શ્રીજીપ્રેરિત ચિદાકાશમાંથી જ આવ્યા હોય તેમ વચનામૃતોનું ગૂઢ રહસ્ય ઉકેલતા જાય છે. શ્રીજી મહારાજે વચનામૃતોમાં કહ્યું છે કે 'ભગવાન જીવના કલ્યાણને અર્થે જ્યારે મૂર્તિ ધારણ કરે છે ત્યારે પોતાનું જે અક્ષરધામ અને ચૈતન્યમૂર્તિ એવા જે પાર્ષદ અને પોતાનાં જે સર્વ ઐશ્વર્ય તે સહિત જ પધારે છે,' 'અક્ષર પુરુષોત્તમ'ના કાવ્યમાં કવિ લખે છે :

**'વાલીડા મારા અક્ષરલોકથી આવ્યો**
**સંગે પુરુષોત્તમને લાવ્યો રે.'**

અક્ષર પુરુષોત્તમનું સ્વરૂપ સદા પૃથ્વી ઉપર ગુણાતીત સંત દ્વારા પ્રગટ જ હોય છે અને તેથી જ સત્પુરુષનો સંબંધ બ્રહ્મરૂપ થવા આવશ્યક જ છે એવું શ્રીજી મહારાજે વચનામૃતમાં સમજાવ્યું છે. કવિ કહે છે :

**'નાજો, ધોજો, દાનપુણ્ય કરજો,**
**તપ તપીને દુઃખ સેવો;**
**પ્રગટ નરના શબ્દ સાંભળો તો,**
**મારગ ભૂલેલો કેવો.'**

એમ પ્રગટ સત્પુરુષના સંબંધ વિના સર્વ સત્કર્મ આત્યંતિક મોક્ષ રૂપી ફળ આપી શકતાં નથી.

આવા ગુણાતીત સંત પણ કોને સ્વીકારે છે ? કોને અપનાવે છે ? તે પણ યોગીનું અંતર વાંચતા કવિના હૃદયે યથાર્થ વાંચી લીધું છે :

**'મૂડી વિનાના માનવી આવે નહિ રે.**
**એને હાટ જોગીનાં ફાવે નહિ રે.'**

જોગીના હાટે જવું હોય તો નીતિ, સદાચાર, ધર્મ વગેરે આવશ્યક છે જ. તે મૂડી વિનાના માનવી હોય તે જોગીના હાટે આવી શકે નહિ.

કવિએ કુંડળિયામાં અને દોહામાં પણ ઉપાસનાના રહસ્યનું આ ગૌરવ સાચવ્યું છે.

**'સુમિરણ પુરુષોત્તમતણું, ટાળે જમની બીક**
**ટાળે જમની બીક, હશે જો અક્ષર સાથે.'**

આમ કવિહૃદય શ્રી યોગીજી મહારાજ પ્રત્યેની પૂર્ણ ભક્તિથી સભર બન્યું છે અને તેથી જ તેમના અંતરમાંથી શબ્દો સરી પડે છે.

**'સહજાનંદને મન રહ્યો, અધૂરો કોઈ વિચાર**
**પૂરો કરવા આવિયો, આ યોગી અવતાર.'**

જેમની પ્રેરણાથી ભક્તિ અને ઉપાસનાનું આ ઉચ્ચતમ રહસ્ય તેઓ ઉકેલી શક્યા છે, તેમના પ્રત્યેના આ ગૌરવવંતા તર્પણ સિવાય કવિ બીજું કરી પણ શું શકે ?

અક્ષર મંદિર — **હર્ષદરાય ત્રિ. દવે**
ગોંડળ
તા. ૧૭-૫-૬૭

આંગણકા, તા. ૧૧-૫-૬૭
વૈશાખ સુદિ બીજ
૨૦૨૩

## આને લોકો ચમત્કાર કહે છે !

'પાણીનો રંગ શું ? પવનનું રૂપ શું ?
આભનો કેમ આકાર કરવો;
કેટલી જગતમાં જીવસંખ્યા હશે,
કાગળે આંકડો કેમ ભરવો.'
(કાગવાણી ભાગ-૧)

પાણીના રંગની કોઈ કલ્પના નથી, પવનનું રૂપ અગમ છે, અવકાશનો આકાર અગોચર છે. કીડી, મચ્છરથી માંડી ગરુડ પંખી, હાથી, માનવી અને ચેતન સૃષ્ટિના કેટલા જીવો હશે ? એનો સરવાળો થઈ શક્યો નથી અને થઈ શકશે પણ નહિ. તેમ મહાપુરુષોનો જીવનવ્યવહાર અને જીવનમહિમા, કાગળ અને કલમનો વિષય નથી.

આપણે બધાને જે અગમ છે, તેને વહેવારમાં સહેજે મૂકી દે અને સુગમ બનાવે, આપણો બધો જ સરવાળો ભૂલરૂપે બતાવે અને સાચો હિસાબ કરી આપી કાન પકડાવે એને આપણે મહાત્મા અથવા અવતારી કહીએ છીએ.

હવે જેને લોકો પરચા કહે છે તે જોઈએ. શાપ, વરદાન, અને અસંભવને સંભવ બનાવે તેને લોકો પરચો કહે છે. જગતયંત્રના નિયમે ખાણની ધૂડમાંથી સોનું બનાવવામાં મહામહેનત પડે. હવે બીજી તરફની એક કલ્પના એમ છે

કે પારસમણિને લોઢું અડાડો કે પળમાં સોનું બની જાય, એને પરચો કહે છે.

એકેક અણુમાં સર્જન અને મહાપ્રલયની શક્તિ ભરી છે, તેમ અવતારી મહાપુરુષો પોતાની આ શુદ્ધ શક્તિ સાથે લઈને જ આવે છે. લોકોનું જ્યાં કલ્યાણ દેખે ત્યાં તેવી રીતે એનો ઉપયોગ કરે છે. તેને આપણે પરચો કહીએ છીએ.

છૂમંતરથી સાધારણ જીવને સમ્રાટ બનાવી દે કે ચાર ભુજાવાળો બનાવી દે, મને એમાં જરાયે રસ નથી, જ્યોતિષમાં પણ મારું મન ડામાડોળ છે. દોરા, ધાગા અથવા જેને ચમત્કાર કહેવામાં આવે છે તે બળનો કે કલ્પનાનો હું પાર પામી શક્યો નથી. ગીતાનું વિશ્વરૂપદર્શન એ પણ એક પરચો જ છે નાં !

આ ચમત્કાર શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને સુમાર્ગે વાળવા કર્યો હતો, એની પાછળ કોઈ લૌકિક હેતુ કે સ્વાર્થ ન હતો કે અર્જુન મારું પૂજન કરે, આવો પરચો પૂરનાર તો સારથિ જ રહ્યો હતો. એ જ રીતે જ્યાં જ્યાં આવી કોઈ તપ અને સંકલ્પસિદ્ધિની લોકહિતાર્થે જરૂર દેખે છે, ત્યાં આવા સંતો-મહાત્માઓ જગતકલ્યાણ માટે પોતાની અદ્‌ભુત શક્તિનો ઉપયોગ કરતા હશે. આ મારો આત્મવિશ્વાસ છે. તેમાં સત્ય અને અસત્ય કેટલું હશે એ તો ભગવાન જાણે.

એક દષ્ટાંત જોઈએ : પૂર્વે એક રાજાને જૂના રિવાજ પ્રમાણે ઘણી રાણિયું હતી. તેમાં તદ્દન અણમાનીતી વર્ષોના અપમાનિત એકાંતવાસ પછી, બહુ જ મૂંઝાઈને રાજાના ગુરુ જેવા સંતને પગે પડી. આક્રંદ–રુદન કર્યું અને પતિદેવ સાથેના અણબનાવની વ્યથાઝાળ ઠાલવી. આ જોઈ સંતનું હૃદય દ્રવી ગયું. તેણે એક યંત્ર બનાવી (તાવીજ) બાંધ્યું અને કહ્યું કે હવે રાજાની કૃપા તારા પર ઊતરશે. કુદરતી અઠવાડિયામાં રાજા રાણી ઉપર ખૂબ જ પ્રસન્ન

થયો અને પાસે રહેવા લાગ્યો. એક દિવસે મર્મ કરતાં રાણીએ કહ્યું કે, આપ કાંઈ દયાળુ છો એટલે લાગણી બતાવો છો એમ નથી પણ આ બધો આ માદળિયાનો (યંત્રનો) ચમત્કાર છે.

રાજા વિસ્મય પામ્યો. સવારે સંત પાસે જઈ કહ્યું કે મહારાજ મને સખત માથું દુખે છે. એક યંત્ર લખી આપો. સંત સમજી ગયા. રાજાનો હાથ પકડી અણમાનીતીને મહેલે લઈ ગયા. સોનાના માદળિયામાં મઢેલ યંત્રને સોનું તોડી બહાર કાઢ્યું. અંદર કંઈક લખેલું હતું તે રાજાને વાંચવા આપ્યું. તેમાં એમ હતું કે –

'રાજા રાણીને વશ થાય તોય મારે શું ?
અને ન થાય તોપણ મારે શું ?'

રાજા તો સ્તબ્ધ થઈ ગયો ! મહાત્મા કહે છે કે હે રાજન્ ! આ રાણી કોઈ અનર્થમાં લાગી જાત, એટલે મેં આ યંત્ર કરેલું. આ રીતે મહાત્માના શુદ્ધ લક્ષને જે પામી શકતા નથી તે તેમની આવી લીલામાં મોહ પામે છે હવે મૂળ વાત પર આવીએ.

કવિશ્રી ત્રાપજકર મારા પરમ સ્નેહી નિઃસ્વાર્થ મિત્ર છે. એના હાથમાં મેં એક પત્ર લખી આપ્યો. પૂ. યોગી બાપા પાસે ગોંડલ ગયા. વાત તો પતી ગઈ, પણ પત્રમાં મેં છેલ્લે લખેલું કે બાપા ! આપ મજાદર પધારો.

મારો કયો હક ? અને આ શબ્દો લખવાનો અધિકાર હતો ? ગઢડા નવા મંદિરના ઉદ્‌ઘાટન પ્રસંગે સ્વ. મહારાજાથી કૃષ્ણસિંહજી સાથે કેટલાંયે વર્ષો પહેલાં ગયેલો ત્યારે બાપાને ફક્ત દૂરથી નિહાળેલા, નથી મળ્યો કે નથી કદીનો સહવાસ. કયા દાવે મજાદર પધારો, એવું લખ્યું !

પણ આ પવિત્ર સોયલા સંત લાગણીના દોરને જાણનારા મહાસમુદ્ર જેવા; કવિરાજ સાથે વળતો સંદેશો આવ્યો કે કાગ કવિ હુતાસણીના સમૈયા પર સારંગપુર આવે પછી મજાદર આવીશું.

આ વાતને ફક્ત બે વર્ષ થવા આવ્યાં, જામનગરથી હરજીવનભાઈ બારદાનવાળાના વાહનમાં સમૈયા પર સારંગપુર ગયો. ઘડી બેઠા ત્યાં થોડી જ વારે એક ભાઈએ વાત કરી કે બાપાએ મજાદર જવાનો કાર્યક્રમ ઘડી કાઢ્યો છે, કે આજથી પાંચ કે છ દિવસે બાપા મજાદર પધારશે; તારીખ ભૂલી ગયો છું. મનમાં ગડમથલ થઈ કે હું સારંગપુર આવું તે પછી મજાદર પધારવા બાપાએ લખેલું; અને આવ્યા અગાઉ મજાદર પગલાં કરવા કેમ નક્કી કર્યું હશે ? સામાન્ય જનહૃદય આ ભાવને ક્યાંથી સમજે ! કુદરતે સર્જેલા માનવી કુદરતને સમજી શકતા નથી.

**કુદરતની બધી કૃતિઓ નિહાળવા,**
**નોખી હતી એ સંતની નિશાળો**

કુદરતનું જેણે સરજન કર્યું છે, સર્જનહારને જેણે ઓળખ્યા છે, એવા સંત આત્માઓ જ કુદરતે સર્જેલા જીવના ભાવને સમજી શકે છે. આવું બધું સમજનાર આત્માઓ જન્મે છે.

મજાદર પધાર્યા પછી વરસમાં માત્ર બે-પાંચ વાર દર્શન થયેલાં. પછી જેમ ગાયનો ઉમંગ વધારે દૂધ આપવામાં તેમ કવિનો ઉમંગ વધારે કાવ્યો આપવાનો. એક વરસ અગાઉ ૧૦૮ કાવ્યો લખવાનો સંકલ્પ કરેલો. બધા પૂછે કે કેટલાં થયાં ? કહેતો કે ૬૦-૮૦ થયાં પણ ચાર વરસથી એક પણ લખ્યું ન હતું. હમણાં કાઠી બોર્ડિંગના એક પ્રસંગે શ્રી હકા ખાચરે કહ્યું કે હવે ગીતો ઝટ છપાવવાં છે, પૂરાં કરો; બાપાની ૭૬મી જન્મ જયંતી ઉત્સવના ફક્ત ૪૦ દિવસ જ બાકી રહે છે.

મને ચિંતા થઈ કે બહુ ટૂંકા દિવસો બાકી રહે છે અને લખવું ઘણું છે. તા. ૨૫-૪-૬૭ના સવારના આઠ વાગ્યે લખવું શરૂ કર્યું.

સાડા અગિયાર વાગ્યે ૩૧ ગીતો લખાયાં પણ મજાદર ઘણા મહેમાન આવે એટલે શાંતિનો ભંગ થયા જ કરે. એક મિત્રે કેટલાક સાર્વજનિક કામ માટે મોટર આપેલી. તે લઈ સીધો જ આંગણકા આવ્યો. આ ગામે મારા એક પરમ સ્નેહી સાથીદાર અને કૃપાપાત્ર જયંતીલાલ રાવળ નામે એક ભૂદેવ રહે છે. તેને સાથે લઈ સાલોલી ગામે ગયા. આ બંને ચારણોનાં ગામ છે.

સાલોલી ગામે નદીનો ત્રિવેણીસંગમ છે. તેના કાંઠાની ટેકરી ઉપર અતિ રમણીય, પ્રભાવશાળી, રામેશ્વર શિવાલય છે. આ પવિત્ર સ્થળના ખોળામાં મારો એક ભત્રીજો નાનાભાઈ રહે છે. તેને ત્યાં ગયા. નીરવ શાંતિ, રાત્રિના નવ વાગ્યે શરૂ કર્યું. ત્રણ વાગ્યે ઓગણપચાસ ગીતો લખાયાં, પછી સૂતા.

સવારના નવ વાગ્યે લખવું શરૂ કર્યું. બરાબર બારને ટકોરે એકસો ને આઠ ગીતો પૂરાં થયાં, માત્ર પંદર જ કલાકમાં ગીતો પૂરાં થયાં. જેમ જેમ ગીતો લખાતાં ગયાં તેમ દરેક ગીતને પ્રેસમાં મોકલતાં પહેલાં કાંઈ શબ્દદોષ ન રહી જાય એટલે જોઈ – તપાસી બીજી નકલો તૈયાર થઈ ગઈ; આટલાં ગીતોને તૈયાર કરતાં, લખતાં જયંતીલાલ રાવળે પ્રેમપૂર્વક સેવા આપી છે.

મારા જીવનની આટલાં વર્ષોની સાહિત્યસાધનામાં એકીસાથે આટલાં ગીતો બહુ થોડા કલાકોમાં લખાયાનો આ પ્રથમ પ્રયાસ છે. એક એક કાગવાણી ભાગનાં ગીતો ચાર ચાર વર્ષે માંડ માંડ લખાયાં છે, અપવાદ રૂપે પૂ. વિનોબાજી વિષેનાં એંશી ગીતો સાત મહિને લખ્યાં હતાં. આ બધું શુદ્ધ લખાઈ તૈયાર થયું અને શ્રી હર્ષદભાઈને હાથોહાથ આપવા હું અમદાવાદ જવા ડુંગર સ્ટેશનથી ૫ વાગ્યે ટ્રેનમાં બેઠો પણ મનમાં બાપાની ૭૬મી વર્ષગાંઠના છોંતેર દુહાનો સંકલ્પ સતાવતો હતો, એવામાં વીજપડી

સ્ટેશન આવ્યું અને ટ્રેનમાં દુહાની શરૂઆત થઈ, લીલિયા આવ્યું ત્યાં છોંતેર દુહા ફક્ત બે કલાકમાં પૂરા.

**'કાનમાં કહો કોણ બેઠું, શબ્દ સાંભળી જાય જી**
**ગાનારાને ખબર ન મળે, કોણ ગળામાં ગાય,**
**કાયાનો ઘડનારો ઘટમાંય જી...'**

આવો અનુભવ યોગજીવનમાં પહેલો જ જોયો અને બાપાના એક ગીતની લીટી ગળામાં રમવા લાગી.

**'જોગીડા!માં બીજો આવીને કો'ક બોલે'**

કોની અક્કલ, કોની કલ્પના, કોના શબ્દ, કોનાં ગીત, કોણે લખ્યાં, કોણે ઝીલ્યાં અને કોણે એનાં મૂલ મૂલવ્યાં ?

આ બધી ઈશ્વરદત્ત સાર્વજનિક બક્ષિસનો માનવી કાં અહંકાર કરતો હશે ?

**'મૂરખ માગ્યાં લૂગડાં, તું કાં ફાટ્યો ફરે.'**

ભગવાન સ્વામીનારાયણનો હું ઉપાસક, ચિંતક અને ધ્યાની છું. ધર્મનો અર્થ છે સદાચાર, આ ઊજળો આચાર, સીધો સોયલો માર્ગ અને એનો સીધો જ વારસદાર તે અક્ષર અને વારસો સોંપનાર પુરુષોત્તમ ! આ સાચો ગુરુગમ્ય મર્મ છે, તે કોના જેવો, તાળા અને કૂંચી જેવો. સુંદર ઓરડો, પેટીમાં અપાર ધન, પણ તાળું દીધું હોય ત્યાં સુધી ઓરડામાં પ્રવેશ ન થાય.

સ્વામીનારાયણરૂપી ઓરડો, તેને બારણે ભમણારૂપી તાળું છે. તેની ચાવી છે અક્ષર, આ ચાવી જેના ઘરમાં ન હોય તે ઓરડામાં જઈ શકતા નથી.

આ છે અમારી લોકવાણીવાળાની દૃઢ માન્યતા. પૂ. શાસ્ત્રીજી મહારાજ, પૂ. યોગીજી બાપાને ચરણે મારા અંતઃકરણના લાખ લાખ નમન હજો અને સાથે સાથે એક માગણી પણ છે, જીવ શિવ પાસે

સદાય માગતો જ આવ્યો છે.

મહુવા-તળાજા વચ્ચે અમારાં ગામડાંઓમાં એક મંદિર બનાવી આચારથી વિમુખ થયેલાઓનો ઉદ્ધાર કરો. ધર્મની પ્રેરણા આપો.

જય સ્વામીનારાયણ

લિ.

ચરણરજ

**ચારણ કાગ દુલા ભાયા**

## અનુક્રમ

જોગી સાગરરૂપ છે, હોડીમતિ છે 'કાગ',
હાથ હલેસાં મારતો હાલ્યો લેવા તાગ.

# ૧. જય યોગી

માયાથી રહિત તથા જેની ગતિ-મતિ માપી શકાતી નથી એવા યોગીજી મહારાજનો જય હો ! હે સાધુ ! ધરતી પરની અવિદ્યાનો ભાર ઉતારવા તથા પાપનો નાશ કરવા આ પવિત્ર ભૂમિ ઉપર તારો - યોગીપુરુષનો જન્મ થયો છે. સંસારરોગથી અકળાયેલા તારે શરણે આવે છે. તું વૈકુંઠ જવાની નિસરણી છો. નારાયણની મૂર્તિમાન તું કરણી છો. સંસારી લોકો તારી કળાનો પાર ન પામી શકે.

શ્રીજી મહારાજની ચરણરજથી પવિત્ર બનેલી આ સૌરાષ્ટ્રની ભૂમિને તેં ફરી પાવન કરી છે, તારા સુકૃતની વેલ્ય દિશા દિશાએ પહોંચી ગઈ છે. પ્રથમ ગઢડાના નવા મંદિરના ખાતમુહૂર્ત વખતે અને ફરી સારંગપુરમાં દર્શન થયાં. મારી બુદ્ધિ તારે શરણે હો !

# જય યોગી

જય અલખ નિરંજન જય જોગી,
જય અલખ નિરંજન જય જોગી.
તુમ ભાર ઉતારન આયા હો,
તુમ પાપ સંહારન જાયા હો;
તુજ શરન તકે સબ ભવરોગી – જય અલખ (૧)

તુમ અક્ષરધામ નિસરણી હો,
તુમ નારાયણકી કરણી હો;
તુજ પાર લહે ન વિષયભોગી – જય અલખ (૨)

હરિ પદ રજ સેં ઉજ્જ્વલ બરની,
વો પાવન કીય સોરઠ ધરની;
મદ કામ ક્રોધસેં નીરોગી – જય અલખ (૩)

બેલી નિર્મલ તુજ કરનીકી,
ઉદ્ધારક ભારત ધરની કી;
દિગ્પાળ ભુવન તક ગઈ પોગી – જય અલખ (૪)

હમ 'કાગ' પ્રથમ ગઢપુર દેખા,
ફીર સારંગપુર બહુ બહુ પેખા;
તું શરણ સદા મમ મતિ હો ગઈ – જય અલખ (૫)

# ૨. સોરઠનો સંત

સૌરાષ્ટ્રના એક સંત આત્માએ ગુજરાતને મહામંત્ર આપ્યો. આ પવિત્ર સંત આત્માનો જન્મ અમરેલીના ધારી ગામે થયો છે. સ્વામીનારાયણ ભગવાનની કૃપા એના પર ઊતરી છે. જેણે પરમ પુરુષોત્તમને પ્રાપ્ત કરવા હોય તેણે અક્ષરદરવાજેથી ચાલવું પડશે. આ સંતના જન્મથી જ ભક્તિ અને સદાચારને પુષ્ટિ મળી છે. આજે ધરતી પર નવયુગની નોબત ગડગડી છે. જેનો અવાજ વિલાયત – આફ્રિકા જેવા પરદેશોમાં રણક્યો છે.

આ યોગી મહારાજ સિદ્ધાંત રૂપી નગારાનો ઘાવ કાગના કાને પડ્યો ને બીજા અવાજ સંભળાતા બંધ થયા !

# સોરઠનો સંત

ઇક સાધુ સોરઠમેં જાયા,
ગુજરાત ધરતીકો ચેતાયા.
કોઈ આયા સોરઠ અવતારી,
અતિ ધન્ય ધન્ય ધરની ધારી;[1]
સહજાનંદકી કિરપા પાયા — ઇક સાધુ (૧)

જીસકો પુરુષોત્તમ કો પાના,
અક્ષર દરવાજા સે જાના;
યહ વાત સ્વામી મુખસે ગાયા — ઇક સાધુ (૨)

જબ જન્મ ભયા અવતારી કા,
તબ ફલ લાગે ફૂલવારી કા;
ભક્તિને પુષ્ટિ કો પાયા — ઇક સાધુ (૩)

સતસંગ નગારા બજા નયા,
ઇંગ્લંડ આફ્રિકા વાજ ગયા;
અક્ષરપુરુષોત્તમ લય લાયા — ઇક સાધુ (૪)

વહી ઘોષ 'કાગ' કે કાન લગા,
દૂસરા આવાજ ડરકે ભાગા;
શુભ પદરજ જોગીકી પાયા — ઇક સાધુ (૫)

---

૧. અમરેલી પાસે મોટી ધારી ગામ

# ૩. સોરઠનો સૂર્ય

આજે સૌરાષ્ટ્રની ધરા પર ઊગેલો યોગીરૂપી સૂર્ય સારીયે ભારતભોમના જીવમાત્રને અજવાળાં આપી રહ્યો છે. સારી ગતિ અને મુક્તિરૂપી કિરણો છે. એનાં અજવાળાં એ ભક્તિના ભંડાર છે.

આ યોગીમહારાજ સાવ સીધો, સાદો, સોયલો, ગંભીર ગામડિયો છે. છતાં પંડિતો અને પુરાણો એને નમન કરે છે. આ સૂર્ય ઊગતો-આથમતો કે બપોરે તાપ તપતો નથી.

મ્હેલાતું અને ઝૂંપડાંમાં સૌને સરખો જ પ્રકાશ આપે છે. કાગ કહે છે કે આ સૂર્યનાં પ્રકાશકિરણો મારા હૃદયમાં પહોંચ્યાં અને અજ્ઞાનઅંધારાં ટળી ગયાં.

# સોરઠનો સૂર્ય

(કાયા પલટે છે ભારત ભોમની – એ રાગ)

સોરઠનો સૂરજ
અંજવાળાં આપે છે ભારત ભોમને.
સુગતિ મુગતિની કિરણ શોભતી,
ભગતિના એમાં ભરિયા છે ભંડાર રે – સોરઠનો સૂરજ (૧)

સાદો સોયલો છે ગૂઢો ગામઠી,
પંડિત પોથાં એને પડે છે પાય – સોરઠનો સૂરજ (૨)

નવ જો ઊગે ને નવ આથમે,
નવ આપે એ બપોરે ઊનો તાપ રે – સોરઠનો સૂરજ (૩)

મેડિયું પરકાશે પ્રકાશે ઝૂંપડાં,
ભાળતાં એને ભવઅંધારાં જાય રે – સોરઠનો સૂરજ (૪)

'કાગ' મારે હરદે અંધારાં આળસ્યાં,
ભાણ બેઠો મારા રુદિયાની મોજાર – સોરઠનો સૂરજ (૫)

# ૪. સદ્‌જ્ઞાનની ગંગા

યોગીમહારાજ રૂપી સૌરાષ્ટ્રમાં જ્ઞાનગંગા પ્રગટી છે. આ ભૂમિએ, ઠેઠ ગંગા–જમનાના કિનારેથી સ્વામીનારાયણને સૌરાષ્ટ્રમાં બોલાવ્યા હતા.

સૌરાષ્ટ્રરૂપી હિમાલયમાં, મોટી ધારીરૂપી ગંગોત્રીમાંથી આ ગંગા પાપીને પાવન કરવા પ્રગટ થઈ છે. પણ ગુણાતીતાનંદ એ ભગીરથ છે એમના તપ-પુન્યથી ગંગા અહીં અવતરી છે.

વૈકુંઠમાં ભગવદ્ જીવાત્માઓની ભીડ થવા લાગી. કૃપાળુ ભગવાને હસતાં હસતાં કહ્યું કે આ બધાં યોગીમહારાજનાં જ કામ છે. આ ગંગા એક દિવસ મજાદરના આંગણે નીકળી આવી એમાં કાગે ડૂબકી મારી. તળિયે ગયો પણ અનુભવના એ અતાગ પાણીમાં એ બોલી ન શક્યો.

## સદ્‌જ્ઞાનની ગંગા

સદ્‌જ્ઞાનની ગંગા,
પરથમ પ્રગટી છે સોરઠ દેશમાં;
જે ભોમે લોભાવ્યો સહજાનંદ સુખધામને.
હિમગિરિ સોરઠ ધારી[1] ગંગોતરી;
નીકળી ત્યાંથી પાપીને પાવન કાજ – સદ્‌જ્ઞાનની ગંગા (૧)
ગુણાતીતાનંદ રૂડો ભાગેરથી,
એને તપે થયો સુરસરી અવતાર – સદ્‌જ્ઞાનની ગંગા (૨)
મેલાં ઘેલાંને મૂરખ માનવી,
એવાં પાપીનો કરે છે ઉદ્ધાર – સદ્‌જ્ઞાનની ગંગા (૩)
વૈકુંઠમાં ભીડ લાગી ભગતો તણી,
હરિએ કીધું, "જોગીનાં કામ રે" – સદ્‌જ્ઞાનની ગંગા (૪)
એક દી' આ ગંગા મજાદર નીકળી,
ડૂબકી મારી મૂંગો બની ગ્યો 'કાગ' – સદ્‌જ્ઞાનની ગંગા (૫)

૧. ધારી : યોગીજી મહારાજની જન્મભૂમિ

# ૫. કલ્પવૃક્ષ

સૌરાષ્ટ્રની ધીંગી ધરામાં યોગીજી મહારાજરૂપ કલ્પવૃક્ષ ઊગ્યું છે, એની ડાળ્યું કચ્છ-ગુજરાત ઘણે લાંબી પહોંચી છે. કલ્પવૃક્ષની નીચે બેસી, જેવું ચિંતવો તેવું જ મળે છે. અધિકારી-અનઅધિકારી બંનેને તે પોતાની છાંયડી આપે છે પણ બંનેને ફળ મળવામાં ઘણો ફરક છે.

સંસાર અને પરલોકનાં સુખ આપે છે. કોઈ કુહાડાથી પોતાનું મરણ કલ્પે તો તેમ પણ બને છે. સુકૃતિ અને પાપી બંને એની નીચે બેસે છે. પણ પાપીજનને તેની શીતળ છાયામાં ટાઢ લાગે છે તેથી તે ઊઠી જાય છે.

આ સંત રૂપી સુરતરુના પગરૂપી થડ પકડી હું કાગ બેઠો છું અને મન એને શરણે ધર્યું છે.

# કલ્પવૃક્ષ

સોરઠમાં ઊગ્યું,
કલપવૃક્ષનું રે રૂડું ઝાડવું,
ડાળિયું પોગી કચ્છ અને ગુજરાત રે...
એની છાંયડીમાં બેસીને જેવું ચિંતવો,
એ જ મળે; એમાં કાંઈ નહિ ફેરફાર રે – સોરઠમાં ઊગ્યું (૧)

સત્સંગી કુસંગીને છાંયો આપતું,
ફળની વેળા બહુ પડે છે ફેર રે – સોરઠમાં ઊગ્યું (૨)

કોઈ માગે દૂધ ને કોઈ માગે દીકરા,
કોઈ તો માગે કુહાડાથી મોત રે – સોરઠમાં ઊગ્યું (૩)

એને છાંયડે સુકતના જીવો બેસશે,
દુષ્કૃતિયુંને છાંયડે લાગે ટાઢ રે – સોરઠમાં ઊગ્યું (૪)

થડ રે પકડીને બેઠો 'કાગ' હું,
હૈયું સોંપ્યું સંત જોગીને હાથ રે – સોરઠમાં ઊગ્યું (૫)

# ૬. સતયુગનો યોગી

હે સતયુગના સંત ! હું આજે આપના શરણે આવ્યો છું કારણ આપને આશરે બંને લોક સુધરે છે. સહજાનંદ મહારાજના રહી ગયેલા સંકલ્પની આપ પ્રતિમા છો. અક્ષર પુરુષોત્તમની આપની ઉપાસના જગવિદિત છે.

તારી આંખડીમાં જમના અને જીભમાં ગંગા વહે છે. હે યોગી ! આપના હસવામાં ઘેલા નદીનાં પૂર વહે છે. આપની અનળ સમાન ભગવી ચાદરને ભાળતાં ભવોભવનાં દુઃખ દૂર થાય છે. હસતાં હસતાં મને, કાગને આપે એવો ધબ્બો મારી દીધો છે કે જીવનભર એનાં ઘેન નહિ ઊતરે. તે ઘેનના કેફથી જ આપનાં મહિમાગાન શરૂ થયાં છે.

# સતયુગનો યોગી

(કાયા પલટે છે ભારત ભોમની – એ રાગ)

સતયુગના જોગી !
આજ હું શરણે તમારે આવિયો,
શરણે ભાળ્યાં બેઉ લોકુંના સુખ રે.
સ્વામી'ના મનની અધૂરી વારતા,
વાતડીનું તું મૂર્તિમાન સરૂપ રે – સતયુગના જોગી (૧)
અણખંડ અક્ષરની છે ઉપાસના,
તેથી પુરુષોત્તમનાં હૈડાં રાજી હોય – સતયુગના જોગી (૨)
તારી આંખમાં જમના ને જીભે ગંગ છે,
હાસ્યમાં ખળકે ઘેલાનાં નીર ગંભીર – સતયુગના જોગી (૩)
તારી ભગવી કંથા જ્વાળા સમ શોભતી,
ભાળતાં ભાંગે ભવોભવની ભીડ – સતયુગના જોગી (૪)
મુખડું મલકે ને ધબ્બો મારિયો,
'કાગ' ચડ્યો તારા ધબ્બાનો કેફ – સતયુગના જોગી (૫)

---

૧. સ્વામિનારાયણ

# ૭. સંતની ફોજ

યોગીમહારાજની સંતફોજું, ધરતી ઉપર ફાલ્યાફૂલ્યા દુરાચાર અને અનિષ્ટો સામે લડવા ઊપડી છે. એના નગારાનો ઘાવ સારીએ ધરતીના માનવ-ગણના કાને સંભળાયો છે.

આ સંતની ફોજમાં ગુજરાત–સૌરાષ્ટ્રના શ્રીમંતોએ ધર્મ અને માતૃભૂમિની શાન મજબૂત કરવા પોતાની દોમ દોમ સાહેબીના વારસદારોને સંતને શરણે સોંપી દીધા છે.

આ ધર્મના ધીર-ગંભીર નગારાના ઘાવે દેશવિદેશના લોકોની-લાગણીના પડ ઉશ્કેર્યા છે.

શીલ અને સંતોષ જેનાં હથિયાર છે, જેનાથી ક્લેશ અને કામ જીતી લીધા છે, તેવી આ ફોજના સેનાપતિ અક્ષર પુરુષોત્તમ છે. ધીરજરૂપી ઢાલ તેમણે ધારણ કરી છે. આ ધર્મનું મૂળ તો ગઢડામાં છે. આજે આ ધર્મફોજું દેશવિદેશમાં ઘૂમી રહી છે. લોકોને સદ્‌પંથે વાળી રહી છે. શૂરા સંતનો મહિમા જાણ્યા પછી હું લોકોની સેવા માટે લખી રહ્યો છું.

# સંતની ફોજ

(કાયા પલટે છે ભારત ભોમની – એ રાગ)

શૂરા સંતની ફોજું
લડવા હાલી છે ભારત ભોમમાં,
દાંડી પડી એનાં નગારાં સંભળાય;
કલૈયા કુંવર જોગીને આપીયા,
ક્રોડપતિએ શરણે સોંપ્યા સૂત – શૂરા સંતની ફોજું (૧)
ઘેરાં ત્રંબાળુ જોગીનાં વાગિયાં,
આફરિકામાં સૂર એનાં સંભળાય રે – શૂરા સંતની ફોજું (૨)
શીલ રે સંતોષની શમશેરથી,
કાપી નાખ્યાં એણે કામ ને ક્લેશ રે – શૂરા સંતની ફોજું (૩)
અક્ષર પુરુષોત્તમનાં અંગઓઢણાં,
ધીરજની એણે ધરી ધીંગી ઢાલ રે – શૂરા સંતની ફોજું (૪)
સોરઠ-ગુજરાતમાં ફોજું ફરી વળી,
ગઢડામાં એના જૂના ઉતારા હોય – શૂરા સંતની ફોજું (૫)
'કાગે' શૂરા સંતનાં પ્રાક્રમ પેખિયાં,
લખવા બેઠો ઊજળા રૂડા લેખ રે – શૂરા સંતની ફોજું (૬)

# ૮. ગંગાવાણી

ત્રિભુવનને તારવાવાળી એવી તારી દિવ્યવાણીની હે યોગીજી મહારાજ ! બલિહારી છે.

ભગવાન સ્વામીનારાયણના કૃપાપ્રસાદથી તારી વાણી મડદાંને પણ જીવતાં બનાવે છે. આજે તારા આત્માને વાચા ઊઘડી છે. જેથી જનગણ તારા પવિત્ર સ્વર્ગંગાધોધને ઝીલી રહ્યું છે.

આપની વાણી રૂપી ગંગાસ્રોત પાપી, અધમ સર્વેને તારવાવાળો છે. જે કોઈ ભક્તિથી એ ધોધ ઝીલે છે એ ભવસાગર તરી જાય છે.

હે યોગીજી મહારાજ ! કાગનો રંગ કાળો હોય છે તેને આપે કૃપા કરી ઊજળો હંસ બનાવ્યો.

## ગંગાવાણી

(કર મન ભજનનો વેપારજી – એ રાગ)

જોગી તારી વાણીની બલિહાર,
  એ છે ત્રિભુવનની તારણહાર.
સાદી ને સોયલી સહજાનંદની
  આપેલી અમૃતધાર,
મુડદાં માથે પડી મસાણે
  બોલે જય જય કાર – જોગી તારી (૧)

જીભ ન બોલે બુદ્ધિ ન બોલે
  બોલે ન વેદ વિસ્તાર જી,
આતમને તારે વાચા ઊપજી
  ઝીલે સકળ સંસાર – જોગી તારી (૨)

અધમ ઉધારન પતિત પાવન
  ખળકે ગંગા ધારજી,
જેના પર એનો ધોધ પડે
  એનો બેડલો થાય છે પાર – જોગી તારી (૩)

કાળા રંગનો 'કાગડો' એની
  લીધી સ્વામી સાર જી,
કાળો હતો તે બન્યો ઊજળો
  હંસ તણી અણસાર – જોગી તારી (૪)

# ૯. નામ-પ્રતાપ

હે યોગીજી મહારાજ ! આપનું સ્મરણ ત્રણે તાપને ટાળવાવાળું છે. સ્મરણ, દર્શન, પાદસ્પર્શ અને છેલ્લે ચિંતન એ તો અણમૂલ છે.

હે સંત ! આપને છોંતેર વરસ થયાં. ખોખા જેવું શરીર છે. પણ અંદર જાગેલા આતમનાં અપાર જોમ છે. આપનો એક એક શબ્દ આકાશનો અવકાશ ભેદીને તેની પાર જાય છે.

હે સંત ! આજે તો તારી કૃપાનો વરસાદ વરસી રહ્યો છે. પણ હરિવિમુખ તો અશ્રદ્ધાની છતરી ઉઘાડીને કોરા ધાકોર બેઠા છે. આપની કૃપાથી ફક્ત કાગે એકે જ કછોટો વાળ્યો છે, કૃપાનાં પાણી ઝીલ્યાં છે.

## નામ-પ્રતાપ

(કર મન ભજનનો વેપાર જી – એ રાગ)

જોગી તારા નામનો પ્રતાપ,
મટિયા ત્રિવિધિના તાપ.
સમરણ, દર્શન, સ્પર્શ, ચિંતન,
એનાં મૂલ અમાપ જી;
તારી કૃપાનું મૂલ કેટલું,
માપી શકાય ના માપ – જોગી તારા (૧)

દેહ જીરણ ખોખા જેવો,
તારાં આતમ જોર અમાપ જી;
શબદ તારા બ્રેમંડ વીંધે,
શમાવે સંતાપ – જોગી તારા (૨)

તારી દયાના મેઘ મંડાણા,
વાદળ વરસે આપ જી;
કાયર છતરી ઉઘાડી બેઠા,
એના ઓલાયા નંઈ તાપ – જોગી તારા (૩)

'કાગ' જીવડે વાળ્યો કછોટો,
સમાવવા સંતાપ જી;
સારંગપુરમાં મળિયો સાધુ,
ભવોભવનો બાપ – જોગી તારા (૪)

# ૧૦. ભગવો ભેખ

હે યોગીજી મહારાજ ! મને પણ આપ સાધુ બનાવો અને સંસાર-ભ્રમણના વિધિના લેખ ફેરવી નાખો. આ સંસારમાં મારું, તારું, મિત્ર, દુશ્મન ઈર્ષા વગેરેમાં ફસાયેલા જીવને ઉગારો.

એટલા તો આ જીવડે અવતાર લીધા છે કે બધી માતાઓનું દૂધ ભેગું કરીએ તો તેનો દરિયો બને. જનમ-મરણના ફેરા ટળે એવી શ્રીહરિની ભક્તિમાં પ્રેરણા અને બળ આપો.

ભગવાન સ્વામીનારાયણે કંઈક અધમને ઉગાર્યા છે. હે યોગીજી ! આપ એના ઘરનો પ્રગટ દીવો છો. સંસારની માયાથી મારું મન છૂટે અને દિવ્યચક્ષુથી એ અક્ષરપુરુષોત્તમને હું ઓળખું.

## ભગવો ભેખ

(કર મન ભજનનો વેપાર જી – એ રાગ)

જોગી મને આપો ભગવો ભેખ જી,
મારો વિધિલેખ પર મેખ.
મારું તારું ને સારું નરસું,
દેખ્યા અવળા દેખ,
મિતરુ, વેરી, માન, ઈરખા,
એવી પડી ગઈ રેખ. જોગી મને (૧)

દરિયા જેટલું દૂધ પીધું,
માતાજી ને પેટ જી,
ચોરાશી લખનો ફેરો ટાળો,
લખી દ્યો એવા લેખ. જોગી મને (૨)

સહજાનંદે કૈંક ટાળ્યા,
લૂંટારાના લેખ જી,
એના ઘરનો દીવડો તું,
આવ્યો છો અલેખ. જોગી મને (૩)

માયાથી મન છૂટે મારું,
એવું કરી દ્યો દેખ જી,
'કાગ' મનવો અક્ષર[1] ભાખે,
પુરુષોત્તમને પેખ. જોગી મને (૪)

---

૧. ગુણાતીતાનંદસ્વામી

# ૧૧. કેટલાં રૂપ

હે યોગીજી ! આપની જીવનલીલા અદ્‌ભુત અને દિવ્ય છે. રંકથી રાજા સુધી આપની સમદૃષ્ટિ છે.

ક્યારેક કૌતુકથી હસો છો. ક્યારેક ભવરોગી, મનમાંદાને જોઈ આપ રુદન પણ કરો છો. ક્યારેક બાળસ્વરૂપ ભાસો છો. ક્યારેક ગંભીર મહાસાગર જેવા લાગો છો. ક્યારેક નાનકડા નિર્મળ કૂવા જેવા લાગો છો, એમાંથી વિવેકરૂપી ડોલથી સત્સંગીઓ જ્ઞાનજળ પીવે છે.

વેદ અને શાસ્ત્રો આપના બોલ ઝીલી પોતાનામાં સુધારો કરે છે. ક્યારેક તો સાવ નિરાકાર લાગો છે. કોઈ વખત આપની ગામઠી ભાષા સાંભળીને પંડિતો પણ મૂંગા થઈ જાય છે. ક્યારેક આપના કામણથી મૂરખાઓ થંભી જાય છે. ગોંડળ, બોચાસણ, સારંગપુર અને ગઢડામાં વિચરતા થકા હે મહાપુરુષ ! આપ રાજમહેલ, ઝૂંપડી, નગર અને નેહડામાં વિચરતા દેખાવ છો. એક દિવસ કાગને માળે આપે મજાદરમાં પગલાં કર્યાં ત્યારે મને આપ શ્રીજી જેવા ભાસતા હતા. ધન્ય છે માતા ભારતને કે જે ભૂમિમાં આપ જેવા યોગી જન્મે છે.

## ૧૧. કેટલાં રૂપ

(કર મન ભજનનો વેપાર જી – એ રાગ)

જોગી ! તારાં કેટલાં સરૂપજી
ભાળે રંક ને ભૂપ.
ક્યારેક હસતો, ક્યારેક રોતો,
ક્યારેક બાળક રૂ પ જી;
ક્યારેક સાગર જેવો ભાસે,
ક્યારેક નાનો કૂપ, – જોગી તારાં (૧)

ક્યારેક સામા પંડિત થંભે,
ક્યારેક સાવ અરૂપ જી;
ક્યારેક એવાં રૂપ તારાં,
મૂરખ સઘળા ચૂપ – જોગી તારાં (૨)

ક્યારેક ગોંડળ, ક્યારેક બોચાસણ,
ક્યારેક ગઢપુર ભૂપજી;
ક્યારેક મેડીએ ક્યારેક ઝૂંપડીએ,
ક્યારેક અલખ અરૂપ – જોગી તારાં (૩)

ક્યારેક 'કાગ'ને માળે બેઠો,
સ્વામી કેરે સ્વરૂપ જી;
ભારત માતા ભાગ્યવંતી,
જોયો તું અબધૂત – જોગી તારાં (૪)

# ૧૨. તુંને વેદ વાંચે

હે યોગીજી મહારાજ ! આપના કેટલા જનમની કમાણી હશે કે આપને વેદબ્રહ્મ અનુસરી રહ્યા છે. મુક્તિ પણ સદા આપની (ભક્તિની) આશા કરી રહી છે.

ધન્ય માતા ભારતી, ધન્ય ગુજરાત–સૌરાષ્ટ્ર કે જેનાં વેદ, પુરાણ અને ઇતિહાસે ભારોભાર મુક્ત કંઠે વખાણ કર્યાં છે. હે સંત ! આપની અકળ લીલા તો કોઈ ભક્તિભાવવાળા જ જાણે છે. વિમુખ એવા માયાવીને તો મોહ ઉત્પન્ન કરે છે. કસોટી કરતાં તારા તપરૂપી અગ્નિથી જે ચંદન જેવા ભક્તો હતા તે તો વધારે શીતલ બન્યા. પણ જે શંકાવાળા – છાશ જેવા હતા તે તો ચૂલે ચડીને ફાટી ગયા ને ધૂડધાણી થઈ ગયા.

હે સાધુ ! તપેલા જીવ આપને આશરે આવે છે તેને અમૃતરૂપી સત્સંગજળનું પાન કરાવો છો એટલે આપ પાણીની પરબ જેવા પણ ભાસો છો.

## તુંને વેદ વાંચે

(ભાડી તારી કેટલા જનમની કમાણી – એ રાગ)

જોગી ! તારી કેટલા જનમની કમાણી,
વેદ વાણી તુંને વાંચતી જી...
કેટલાં તપેલાં અઘોર તપ રે
મુગતિ તો તુંને યાચતી રે જી...
ધન્ય માતા સોરઠી,
ધન્ય ગુજરાત તું રે;
ધન ધન ભારત વેદ વખાણી – વેદ (૧)
અકળ કળા એ તારી,
કોઈ કોઈ પારખે રે;
કુસંગીની મતિ ત્યાં ધૂડ ધાણી – વેદ (૨)
તારા તાપથી ચંદન શીતળ થ્યાં રે,
છાશ ફાટીને ઊભરાણી – વેદ (૩)
'કાગ' તપેલાં કોઈ,
આવે ત્યાં સંસારી રે;
તું તો પરબે બેઠો દેવા પાણી – વેદ (૪)

# ૧૩. કોરો ગોળો

હે મહાત્મા ! કોઈએ બોટેલા નહિ એવાં તારાં અક્ષરપુરુષોત્તમ રૂપી કોરા ગોળાનાં પાણી બહુ જ શીતળ છે. બીજા ગોળા તો રીઢા થઈ ગયા છે. એનાં પાણી ઊનાં અને ભાંભળાં છે. પાણી પીને પેટ ફાટે પણ તરસ છીપે નહિ. આ ગોળો બનાવવા માટે ઠેઠ છપૈયાની ધૂળ આવી હતી. આ ધૂળ ઘેર ન રાખતાં ઉદાર દિલે માતા ભક્તિએ ખોબે ખોબે આપી હતી. ધરમપિતાએ આ દેખતાં છતાં ના પાડી નહિ. તેથી જ સૌરાષ્ટ્ર–ગુજરાત આજે ભાગ્યશાળી બની ગયાં છે.

આ ધૂળ ત્રિકમ, કોશથી ખોદવામાં આવી. (તપ) પછી એને ગધેડા પર સવારી કરાવી. (વિરોધી) પછી એને ચાકડે ચડાવી. (અંદરનો ભેદ) પછી એને લોજ ગામે ટપલે ટીપી. (દીક્ષા) છેવટે એને નીંભાડાની આગમાં ઓરી. (સદાચાર) આ બધામાંથી પસાર થયેલ ભગવાન સ્વામીનારાયણના સિદ્ધાંતરૂપી હવે વાસણ બન્યું છે. એ સાચું છે કે ખોટું એવી શંકાથી તેના ઉપર ટકોરા ન મારજો. યોગીજી મહારાજની કૃપાથી આ ગોળાનાં પાણી કાગે પીધાં છે જેથી સૌને તે ભલામણ કરે છે કે આવો આવો.

# કોરો ગોળો

(ભાડી તારી કેટલા જનમની કમાણી – એ રાગ)

તારાં કોરા રે ગોળાનાં ટાઢાં પાણી,
રીઢાનાં પાણી ભાંભળાંજી;
પેટડિયાં ફૂલે પણ તરસ્યું ન છીપે રે,
ગોળાનાં પાણી ભાંભળાં રે જી...
માટી રે મંગાવી તેં તો
છપૈયાની ખાણ નીરે;
એવી ભગતિ માતાએ ખોબલે આપી – તારાં કોરા રે (૧)

ધરમ પિતાજીએ કરુણા કીધી,
સોરઠ ગુર્જરને તારી લીધી – તારાં કોરા રે (૨)

કોશેથી ખોદાણી ચડી રે ગધેડે,
ચાકડે ચડાવી ટપલે ટિપાણી – તારાં કોરા રે (૩)

નીંભાડાથી નીસરી ટોકર ન મારજો રે,
એને જોગીની કૃપાથી 'કાગે' જાણી – તારાં કોરા રે (૪)

# ૧૪. ઓલિયો

હે મહાત્મા ! જગતમાં અનેક ગારુડી (વાદી) જોયા પણ સાચો ગારુડી એક જ ભાળ્યો. મંત્રી, તંત્રી અને કામણગારા બહુ જ ફરે છે પણ તારો જોટો હજુ મેં જોયો નથી.

સાપોલિયાં, ભોંફિડાં, પરડકાં એવાંને પકડીને પેટ ભરવા કૈંક વાદીઓ ફરે છે, પણ કોઈએ કાળીનાગને કડિયે પૂર્યો નથી. રાફડા, રાફડી ખોદી આવા નાના સાપ બીજાએ પકડ્યા છે, પણ તેં તો બેઠાં બેઠાં મંત્ર ભણીને નવકુળ નાગને શરણે લીધા છે. મણિધરોએ મણિનો ત્યાગ કર્યો. (શ્રીમંત) વિષધારીએ ઝેર છોડ્યાં. (ભાયાઘેલા) આવા મહાભયંકર ભુજંગોએ તારે શરણે ફેણું નમાવી દીધી છે.

હે શિવસ્વરૂપ યોગીજી મહારાજ ! કાગનો રંગ કાળો છે. એને સાપ સમજીને ગળામાં ધારણ કરી લીધો છે એથી તું સદાશિવ જેવો દીસે છે.

# ઓલિયો

(ભાડી તારી કેટલા જનમની કમાણી – એ રાગ)

મેં તો ગારુડી જગમાં તો ઝાઝા જોયા,
એક જ સાચો ઓલિયો રે જી...
જાદુગર દુનિયામાં ફરતા જોયા,
જોગીડા તારી જોડ ના રે જી...
કો'એ સરપોલિયાં, કો'એ ભોંફિડારે,
મણિધર કો'એ કડિયે ન પૂર્યા રે – મેં તો ગારુડી (૧)

કો'એ ખોદ્યા રાફડા, કો'એ ખોદી રાફડી રે,
મંતર ભણ્યા ને કાળીનાગ આવ્યા રે – મેં તો ગારુડી (૨)

મણિધર મણિ ત્યાગી, વિખધર વિખ ત્યાગી રે,
તારે અંગૂઠે આવીને બધા અટવાણા – મેં તો ગારુડી (૩)

'કાગ' તું સદા છો શિવ, હું નાગ કાળો રે,
તારી કિપાએ તારા કંઠમાં વીંટાણો – મેં તો ગારુડી (૪)

# ૧૫. સ્વપ્નું

મને એક દિ' રૂડું સ્વપ્નું આવ્યું કે બાળયોગીઓની જમાત લઈ એક યોગી મારે આંગણે આવ્યો છે. જાડાં ભગવાં કપડાં, કૃશ કાયા અને દયાના સાગર જેવો. જય સ્વામીનારાયણ, જય સ્વામીનારાયણ શબ્દો એ કૃપાસિંધુના મુખેથી રટણ થતા હતા. મને તો આ કૃપાસાગરમાં માથાબોળ નવરાવી દીધો. મજાદર ગામના ચારણોના નેહડામાં આનંદના લોઢ ઊછળવા માંડ્યા. મારા બંને હાથ પકડીને છાતીએ લગાવ્યા. આ કૃપાસાગરમાંથી કોઈએ શંખ અને છીપલાં લીધાં. પણ કાગે તો યોગીજીની કૃપાથી સાચાં મોતી વીણી એની માળા (સત્સંગ) કંઠમાં પહેરી લીધી.

# સ્વપ્નું

(ભાડી તારી કેટલા જનમની કમાણી – એ રાગ)

મને આવું તો સપનુંએ એક દી આવ્યું રે,
જોગીડો આવ્યો આંગણે રે જી...
બાજુડા સાધુની જમાતું લાવ્યો રે,
જોગીડો મારે આંગણે રે જી...
જાડાં મોટાં લૂગડાંને,
જાડી મોટી કાયા રે
દયાનો દરિયો રે લાવ્યો – જોગીડો આવ્યો (૧)

જીભથી નારાયણ જપે સ્વામી સ્વામી રટતો રે,
મને કૃપાના સિંધુમાં તે દી નવરાવ્યો રે – જોગીડો આવ્યો (૨)

આનંદની લેરું ઊઠે ચારણોને નેહડે રે,
મારો હાથ ઝાલીને હૈયે લગાવ્યો – જોગીડો આવ્યો (૩)

કોઈએ લીધાં છીપલાં, કોઈએ લીધાં શંખલાં રે,
'કાગે' મોતીડાં વીણ્યાં ને સત્સંગ ફાવ્યો – જોગીડો આવ્યો (૪)

# ૧૬. ભક્તિદ્રૌપદી

આજે પાંડવો પરાધીન બન્યા છે. ભરસભામાં દ્રૌપદીની કરુણ ચીસ સંભળાય છે. હે શામળા ! ગરુડગામી ! ઝટ આવો, મારી લાજ લૂંટાય છે.

દુર્યોધનની આણથી દુ:શાસને મોટી ત્રાડ મારી, ભીમસેન નીચી નજરે ધરતી ખોતરી રહ્યો છે. નાનીશી હરણી પારાધીના ફાસલામાં પડી હોય એવી દશા આજે પાંચાળીની થઈ છે. હે નાથ ! મારા પિતા, ભાઈઓ બહુ જ દૂર છે, હે યોગેશ્વર કૃષ્ણ! તારી બેનની આજે લાજ લૂંટાય છે.

ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય વગેરે મહાપુરુષો તો આજીવિકાના દાસ બની એવા તો હીણા લાગે છે કે જાણે માને મૂછો ન ઊગી હોય ! આ તો એક રૂપક છે, અન્યોક્તિ છે. ભક્તિરૂપીદ્રૌપદી છે. કળિયુગરૂપી દુ:શાસન છે. એ અનન્ય ભક્તિની વ્હારે – લૂંટાતી લાજની વ્હારે આજે શામળારૂપી યોગી ચડ્યો છે.

## ભક્તિદ્રૌપદી

(સરવે અંશમાં નામ તારું – એ રાગ)

પાંડવ સઘળા બન્યા પરાધીન,
ધ્રુપતીજીની ચડ પડી;
લાજ અમારી આજ લોપાશે,
શામળા ! આવો ગરુડ ચડી.
દુર્યોધનની પડી છે આણા,
દુઃશાસનની હાક પડી;
ભીમ જેવા ભૂમિ ખોતરે,
હરણી પારાધીને હાથ પડી – પાંડવ સઘળા (૧)

પિતા ધ્રુપત બે બાંધવ મારા,
એનાથી હું દૂર પડી;
જુગના જોગી જશોદાના જાયા,
બેનડી તારી ગઈ રખડી – પાંડવ સઘળા (૨)

ભીષમ, દ્રોણ વીર મુછાળા
એની આંખ્યું આભે અડી;
આજીવિકાના એ ઓશિયાળા,
મૂછ ઊગેલી માવડલી – પાંડવ સઘળા (૩)

ભક્તિદ્રૌપદી કળી દુઃશાસન,
આવી હતી તેની મોતઘડી;
સોરઠનો ઓલ્યો જોગીડો જીવન,[1]
ધોડતો આવ્યો કાઢી હડી – પાંડવ સઘળા (૪)

---

૧. જ્ઞાનજીવનદાસજી (યોગીજી મહારાજ)

# ૧૭. તનમાં ટાઢક

યોગીજી મહારાજના સ્મરણથી હૈયામાં હેમાળાની શીતળતા લાગે છે. મન માળા જપતું થયું છે. સંસારની ચોતરફ ફેલાયેલ આગમાં ફરવા છતાં એ ઉષ્ણતાનો આજે ભય મટ્યો છે.

હૃદયમાં શીતળતા આવી, જેથી તાપ શમી ગયા. વાણીમાં સાર-અસારનો વિવેક આવ્યો. આ સંતનું સદા સ્મરણ કરું છું. એને પ્રિય એવું જીવન જીવું છું. પછી ભય શાનો ? આમ છતાં પણ પ્રબળ માયા જ્યારે જ્યારે મૂંઝવે છે ત્યારે ત્યારે આ સંતમૂર્તિનું મીઠું સ્મરણ કરું છું. ગુણાતીતાનંદ, પછી સ્વામીનારાયણના આંગણે ફર્યો કરું છું. ફરતો ફરતો યજ્ઞપુરુષ (શાસ્ત્રીજી)નું રટણ કરું છું.

યોગીજી મહારાજ જાણે મારો જ આત્મા હોય અને હું એનું શરીર હોઉં એમ જ ભાસે છે. પંખી રૂપી કાગ સત્સંગથી માનવ બન્યો છે એ ઉપકારનું કોઈ જન્મે વિસ્મરણ નહિ થાય.

## તનમાં ટાઢક

(સરવે અંશમાં નામ તમારું – એ રાગ)

મનમાં માળા તનમાં ટાઢક,
જોગીડાનું સ્મરણ કરું;
બળતી અગ્નિમાં ફર્યા કરું છું,
દાઝવાથી હવે ના ડરું.
હૈડે હેમાળા આવીને ઊતર્યા,
ગરમી કેરું ગયું લફરું,
વિવેકવાણી ફળવા લાગી,
માનવ જીવનનું ફળ ખરું – મનમાં માળા (૧)

સમરણ કરતો ચાલ્યા કરું છું,
હવે અવિદ્યાને કેમ વરું,
ક્યારેક જોગણી કરે ઝપાટો ત્યારે,
જોગીની મૂરતિનું ધ્યાન ધરું – મનમાં માળા (૨)

માયાતીત ને ગુણાતીતાનંદ,
સહજાનંદને આંગણ ફરું,
શાસ્ત્રીજીની જીભે રટના,
ભવોભવનાં પાપ હરું – મનમાં માળા (૩)

યોગીજી મારો આતમા ને
હું સ્વામીનો દેહ ધરું,
'કાગ' પંખી માનવ બનિયો,
એ ઉપકાર નહિ વીસરું – મનમાં માળા (૪)

# ૧૮. મોહનીવાળા

મર્મવાળા (થોડામાં ઝાઝું સમજનાર અને કહેનાર) પોતાની અસર બીજા પર પાડવાવાળા, કૃપાવાળા અને સમુદ્ર-પેટાળા એવા તો એક યોગીજી મહારાજને જ જોયા.

સુંદર, સરળ સ્વભાવ, સત્ય જેવા સાદા સોહ્યલા, પાતાળ જેટલા ઊંડાણવાળા, જેની વાણીમાં ક્ષીરસમુદ્ર છે જેને ઊંચનીચના ભેદ નથી, જે સમભાવની મૂર્તિ છે, હરતાફરતા તીરથ જેવા, જીવમાત્રને ક્લેશમાંથી સદ્દમાર્ગે વાળનારા, અતિવૃદ્ધાવસ્થાને લીધે શરીરે ચાલવાનું કષ્ટ છતાં લોકોના કલ્યાણ માટે કાયમ ફર્યા જ કરે છે.

લોકઉપકારની તાદશ મૂર્તિ, આ યોગીજી રૂપી કપડામાં જેણે દોરારૂપી પોતાના મનને સીવી લીધું છે એને ધન્ય છે. કાગ કહે છે કે અમને જન્મોજન્મ ભક્તિમાં બળ આપે એવા મહાત્મા મળજો. એની પાસે આપવાનું કાંઈયે નથી, ફક્ત ભગવાનના ચરણમાં બુદ્ધિ જોડાય એવી કેડીએ એ મહાત્મા દોરે છે. સૌને સદ્દમાર્ગે વાળે છે.

# મોહનીવાળા

(સરવે અંશમાં નામ તમારું – એ રાગ)

મરમાળા ને મોહનીવાળા,
મ્હેરવાળાને મનમોટા,
પુરુષ જોગી એક જ જોયા,
જોતાં બીજે ન મળે જોટા.
સુલખણા ને સાવ સાદા,
હૈડામાં પાતાળ ભર્યાં,
વાણીમાં મીઠા સાગર સમાણા,
નેણલે જરીયે ભેદ ન' ર્યાં – મરમાળા ને (૧)

જંગમ તીરથ હરતુંફરતું,
જીવતણા એ ક્લેશ હરે;
દેયું એની ડગમગ ડોલે,
રાતદિવસ એ તોય ફરે – મરમાળા ને (૨)

પરઉપકારી પરહિતકારી,
પરહિતે જે જીવન જીવે;
કોટિ કર્મના પુણ્યોદયથી,
આવા સંતમાં મન સીવે – મરમાળા ને (૩)

'કાગ' અમને ભવોભવ મળજો,
જોગી જેવા સંત જતિ;
દર્શનથી કાંઈ બહુ ન મળશે,
એને ચરણે રહે રતિ – મરમાળા ને (૪)

# ૧૯. દિલ રડે છે

દુખિયાં એટલે કુદરતની કૃપાથી વંચિત રહેલા જીવો, માર્ગ ભૂલેલા લોકો. એવા દયાપાત્ર જીવોને જોઈ સંતનો આત્મા રડે છે. માયાઘેલાને દેખી કૃપા કરે છે એ જ સાચો સંતયોગી છે.

જે નિષ્કપટ, બ્રહ્મચર્ય અને પ્રેમની મૂર્તિ જેવા છે. જેણે સ્વાદેન્દ્રિય જીતી છે. અજાણ, ભોળુડા તદ્દન પછાત વર્ગને ઘેર ઘેર ફર્યા કરે છે. કારણ કે વધારે અજ્ઞાની અને ભોળા માનવી તેમને બહુ પ્રિય છે. આવાઓનો ઉદ્ધાર એ જ કલ્યાણમાર્ગ છે.

પુણ્યના ફળ જેવા યોગીજી મહારાજ પવન માફક ચાલ્યા જ કરે છે. સૂર્ય સમાન પ્રકાશનાં કિરણો ફેંક્યા જ કરે છે. કષ્ટ અને વિરોધનાં વાદળાંથી એ કદી છુપાતો નથી. જેનામાં પૃથ્વી જેટલી ક્ષમા છે જે અવકાશ સમાન છે, એવા આ જ્ઞાનજીવનદાસજી યોગીના સમાગમમાં રહેવા – દર્શન કરવા કાગ સદા આતુર છે.

# દિલ રડે છે

(સરવે અંશમાં નામ તમારું – એ રાગ)

દુખિયાં દેખી દિલ રડે છે
તે જોગીને નમવું છે;
માયાવી દેખી મ્હેર કરે છે
તેને સંગ ભમવું છે.
વાચે કાછે લોહનાં તાળાં,
મિથ્યા કદીયે ભાખે ના,
સ્વાદ ભરેલી ચીજ સંસારી,
જીભ લડીથી ચાખે ના – દુખિયાં દેખી (૧)

દુઃખી દરદી જીવ,
માયામાં મેલાં ઘેલાં;
તેને આંગણે મારે આંટો,
તે તેને વહાલાં પેલાં – દુખિયાં દેખી (૨)

પુણ્યપ્રતાપી પવન સરીખા,
ક્યાંય ઘડીક પણ જંપે ના;
સૂરજ જેવડો રથડો હાંકે
વાદળદળથી કંપે ના – દુઃખિયા દેખી (૩)

ધરણી જેવી ક્ષમા ધરે છે,
આભતણા અવકાશી છે;
એવા મળજો સંગ જોગેશ્વર,[1]
'કાગ' તેનો અનુરાગી છે – દુખિયાં દેખી (૪)

---

૧. યોગીજી મહારાજ

## ૨૦. ગંગા વહે

ગોંડલથી આજે પુનિત ગંગા પ્રગટ થઈ છે. ઠેઠ ગુજરાતના સીમાડાને તેણે આવરી લીધા છે. સારાયે સૌરાષ્ટ્રને ગંગાજળથી પાવન કરી તેણે ગુજરાતમાં તો સરોવરો છલકાવી દીધાં છે. અક્ષરપુરુષોત્તમની કૃપાનું આ ફળ છે. 'અક્ષર' વિનાનો કોઈ કોરો કાગળ વાંચે તો અભણ પણ હાંસી કરે છે. કાગળ એ જ વંચાય કે જેના પર અક્ષર લખાયા હોય. આ પવિત્ર ગંગાને લાવનાર, હિમાલયને તોડનાર તો યોગીજી મહારાજ છે, કંઈક જીવોનો તેણે ઉદ્ધાર કર્યો છે. મારવાડ જેવા નિર્જળ પ્રદેશમાં પણ આ ગંગા વ્હેવા લાગી. (અજ્ઞાન) અને લીલીછમ વાડિયું બનાવી દીધી. કાગે આ ગંગાજળ શિર ચડાવ્યું ને સંતમહિમાનાં ગીતનો ધોધ વછૂટ્યો.

## ગંગા વહે

(રાગ – ભોજા ભગતના ચાબખા)

સોરઠથી ખળકી ગંગાની ધારા,
જોગીના ગામને ઝાંપે ઉતારા;
ખળકી ગંગાની ધારા.
ગઢ ગોંડળથી પ્રગટી સુરસરિ,
બોચાસણમાં ઉતારા,
સોરઠ કેરાંવન પલાળી,
ગુર્જર ભૂમિમાં ગારા – સોરઠથી (૧)

અક્ષર એમાં ત્રણ જ છે જેને
પુરુષોત્તમ બહુ પ્યારા;
અક્ષર વિનાના કાગળ વાંચશો તો
લાગશો લોકને ઠગારા – સોરઠથી (૨)

જોગીરાજે તોડ્યો હેમાળો,
ભારતહિત હોય પ્યારાં;
હરિયો[1] આખા દેશને કીધો,
કૈંક જીવને ઉદ્ધાર્યા – સોરઠથી (૩)

મરુ ભૂમિમાં કીધી વાડિયું,
એના ઉપકાર અપારા;
'કાગે' ગંગાજળ શીશ ચડાવ્યું,
હુવા સંગીત લલકારા · – સોરઠથી (૪)

---

૧. લીલોછમ

## ૨૧. ત્રણના ભેદ

યોગીજી મહારાજ ત્રણ પ્રકારના માનવીનો ભેદ સમજાવે છે. એક કહે છે પણ કરતો નથી તે ગુલાબ, એકલાં ફૂલ કનિષ્ટ. એક કહે છે અને કરે છે પણ છે તે આંબો, જેમાં પહેલાં મોર આવે છે પછી ફળ. મોર-ફળ મધ્યમ. એક મોર રૂપી વાણીથી કહેતો નથી કે હું ફળ લાવું છું પણ કરી બતાવે છે તે પીપળો. એકલું જ ફળ–ઉત્તમ. એ પ્રમાણે આ સંતપુરુષ જે કરવું હોય તેનું ભાષણ કરતો નથી પણ કરી બતાવે છે.

# ત્રણના ભેદ

(રાગ – ભોજા ભગતના ચાબખા)

જોગીડો ત્રણેના ભેદ બતાવે, જોગીડો
ત્રણેના ભેદ બતાવે,
એક પુરુષ તો આંબા જેવો
પે'લાં મોર બતાવે,
ફૂલ લાગે પછી ફળ પણ લાગે
મીઠી કેરી આવે – જોગીડો ત્રણેના ભેદ (૧)

બીજો ગુલાબના છોડવા જેવો
ફૂલ રૂપાળાં બહુ આવે,
એ આશા રાખો પણ ફળ લાગે
મે'નત કર્યે નવ ફાવે – જોગીડો ત્રણેના ભેદ (૨)

ત્રીજો પુરુષ પીપળા જેવો
એકે ફૂલ નો આવે,
સમો પાકે ત્યારે માગ્યા વિનાની
ફળમાં પેપડી આવે – જોગીડો ત્રણેના ભેદ (૩)

પે'લો મધ્યમ ને બીજો અધમ,
ત્રીજો ઉત્તમ કહાવે;
'કાગ' સાધુનો અનુભવ કરજો,
જીવતાં મુગતિ પાવે – જોગીડો ત્રણેના ભેદ (૪)

## ૨૨. પ્રગટ નર

હે માનવગણ ! આ ભવ અને પરભવના કલ્યાણ માટે સંતનાં વચનામૃતો ઝીલજો, પાળજો, આચરણ કરજો. માળા કે યજ્ઞ – એનાથી આત્મતૃપ્તિ થતી નથી. તેથી એ ન કરવું એવો અર્થ ન કરતા. પણ સત્‌સંગથી કલ્યાણનો રાહ મળે છે. જન્મ-મરણનો ભય ટળે છે. પ્રગટ યોગી સંતમાં જે દૃષ્ટિ પામશે તેનાં આવરણ ટળશે.

બધાં નિત્યકર્મ કરવા છતાં એ સંતપુરુષની આજ્ઞા ન પાળીએ તો એ ગોખણિયા પોપટ જેવું થશે. આ પ્રગટ સંત આંખનું ઝેર હરી લેશે અને જીવને શિવ બનાવી દેશે. અક્ષરપુરુષોત્તમની કૃપાનાં દ્વાર આ સંત ઉઘાડી દેશે.

આવા સંત યોગીને કાગે જોયા. તેના પ્રભાવથી જ આ મહિમાનું ગાન સૂઝ્યું છે.

# પ્રગટ નર

(રાગ – ભોજા ભગતના ચાબખા)

પ્રગટ નરને સેવો ઓ
દુનિયા ! પ્રગટ નરને સેવો.
માળા ફેરવશો જગન માંડશો,
આતમો એવો ને એવો;
પ્રગટ નરને પામી જશો તો
જનમ ધોંસરો ન લેવો – દુનિયા (૧)

ના'જો, ધોજો, દાનપુન્ય કરજો,
તપ તપીને દુઃખ સેવો;
પ્રગટ નરના શબદ ન સાંભળો તો,
મારગ ભૂલેલો કે'વો – દુનિયા (૨)

આંખલડીમાં અમીરસ આંજશે,
તુંને બનાવે તેવો;
અક્ષરભુવનનાં બાર ઊઘડશે,
પુરુષોતમની જેવો – દુનિયા (૩)

પ્રગટ નર મેં જોગીને નીરખ્યા,
કાયમ લાભ મારે લેવો;
'કાગ'ને માથે નાથે કીધી કરુણા,
કીધો હંસના જેવો – દુનિયા (૪)

# ૨૩. જોગી જુવે છે

આ યોગી સંતની જ્યાં જ્યાં નજરું પડે છે એ બધાં ગામડાં ગોકુળ બને છે અને લોકો એના જ નામની માળા ફેરવે છે. આળસ અને અજ્ઞાન રૂપી ઊંઘમાં જેનાં હૈયાં વેરાન બની ગયેલાં, એના શોક હરીને એ હૈયામાં શ્રીજી મહારાજને એણે પધરાવી દીધા છે.

ખારાં ખેતરને મીઠાં એણે બનાવી દીધાં. એણે નાસ્તિકોનાં ખાલીખમ ખોરડાંમાં શ્રદ્ધા અને ભક્તિ વસાવી દીધાં. એણે કળિયુગના તારણહાર અક્ષરપુરુષોત્તમની પિછાણ કરાવી. કાગના મનને આ બાવો ચોટ લગાવી ગયો અને દિલનો રંગ ચડાવી, પાવન કરી તેનું મન તેને પાછું સોંપી દીધું.

# જોગી જુવે છે

(ગોવિંદ ગોતી દિયોને મારી ગાવડી – એ રાગ)

જોગી જોતો આવે છે ગોકુળ ગામને,
બીજા જપે આ સાધુના નામને;
એણે ઉજડ હૈયાંને વસતાં કર્યાં રે,
એનાં ઉદાસીપણાંને કાયમ હર્યાં રે – જોગી જોતો (૧)

એણે ખારી ધરતીને મીઠી કરી રે,
એની ખારાશ લીધી સઘળી હરી – જોગી જોતો (૨)

એણે ભગતિનાં ભુવન વસાવિયાં રે,
એમાં શ્રદ્ધાગીત સુણાવિયાં રે, – જોગી જોતો (૩)

એણે અક્ષરની સામે આંગળી ધરી રે,
પછી પ્રીતિ પુરુષોત્તમમાં કરી – જોગી જોતો (૪)

એણે "કાગ"નાં મનડાં હરી લીધાં,
એને રંગે રંગીને પાછાં દીધાં – જોગી જોતો (૫)

# ૨૪. યોગ કર્યો

મને આ સંતે યોગ કરી આપ્યો અને મનના ભ્રમને દૂર કર્યો, મનમાં નકી કરેલો ધર્મ નાસી ગયો. સદાચાર એ જ ધર્મ અને પ્રાણી માત્રમાં નિર્વેર એ ભક્તિધર્મ બતાવ્યો.

મન રૂપી વસ્ત્રને ધોઈ નાખ્યું. સ્વામીનારાયણના સ્મરણને દૃઢ બનાવ્યું. શ્રીજી મહારાજે, ગુણાતીતાનંદ મહારાજે અને બ્રહ્માનંદે બતાવેલ માર્ગ બતાવી દીધો.

આ ગોંડલ ગામમાં અક્ષરધામ તે વૈકુંઠને પણ ભુલાવી દ્યે છે. આ યોગીમહારાજની કૃપાથી કાગનું મન સદા એના શરણમાં રમી રહ્યું છે.

# યોગ કર્યો

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

મને જોગીડે જોગ લગાડિયો,
મારા મનનો ભ્રમ ભગાડિયો;
મારા મનડાનાં ચચલાં તૂટી ગયાં રે,
એ જી... છેડે બાંધેલા સંશય છૂટી ગયા રે – મને જોગીડે (૧)

એક પલમાં મન-ધોતિયું ધોઈ લીધું રે,
ભજો નારાયણ કામ એવું કીધું રે – મને જોગીડે (૨)

સહજાનંદ ગુણાતીત સૌંપિયા રે,
બ્રહ્માનંદનાં વચન નવ લોપિયાં રે – મને જોગીડે (૩)

મેં તો જોયા છે ગોંડલ ગામમાં રે,
મારે જાવું નથી વૈકુંઠ ધામમાં રે – મને જોગીડે (૪)

મન મો'યું જોગીના અનરાગને રે,
કાયમ શરણે રાખો 'કાગ'ને રે – મને જોગીડે (૫)

# ૨૫. છોંતેર વરસ

ઊંચા ઊંચા આભે અડેલા મંદિર પર ધર્મધજા ફરકી રહી છે, રંગબેરંગી આરસ પાથરી દીધા છે. આ મંદિરમાં બેઠેલો ભગવાન સંત યોગીના પરમ ભાવથી કાયમ હસ્યા જ કરે છે. મારા કષ્ટને દૂર કરનાર આ જ્ઞાનજીવનદાસજી–યોગીજી મહારાજને આજે છોંતેર વરસ બેસે છે છતાં એનું સ્વરૂપ બાળક સમાન છે. આજે આ ઉત્સવથી સમસ્ત દેશમાં આનંદનાં પૂર ઊમટ્યાં છે. આ સંતનું શરીર તો નાનકડું છે, પણ એનો મહિમા વિશ્વરૂપ સમો, વિરાટ સમો ભાસે છે.

## છોંતેર વરસ

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

જોગી ગોંડલને ગોકુળ બનાવિયું રે,
આ તો સોરઠના સાધુને ફાવિયું;
શોભે મંદિર ઊંચાં ઊંચાં માળિયાં રે,
તેમાં આરસ પચરંગી ઢાળિયા રે – જોગી ગોંડલને (૧)

હરિ હેતે હસે છે હરદા થકી રે,
કાયમ રુદિયે વસે છે ભગતિ થકી રે – જોગી ગોંડલને (૨)

છોંતેર વરસે જોગી છે બાળક સમો,
એની મૂરતિ મારા દુ:ખને દમો રે – જોગી ગોંડલને (૩)

આજે ઉત્સવ વરસ છોંતેરનો,
ધન્ય દિવસ દીસે છે લીલાલે'રનો – જોગી ગોંડલને (૪)

આજે વામન વિરાટ જેવો લાગતો રે
'કાગ' દર્શન કીધે ભ્રમ ભાંગતો રે – જોગી ગોંડલને (૫)

# ૨૬. યોગી મનમાં વસ્યો

સારાયે ભારતની પ્રભુતાની પ્રતિમા સમાન સંત યોગી મારા હૃદયમાં વસી ગયો છે.

આ સંત શમ, દમ, સમાધાન, ઉપશમ, તિતિક્ષા, વિવેક, વૈરાગ્ય, શ્રવણ, મનન, નિદિધ્યાસન વગેરેની પૂર્ણતાનો મહા ખજાનો–ખાણ છે.

કર્મ, ઉપાસના, જ્ઞાન ઉપરાંત સમગ્ર વેદનો નિચોડ જાણે પોતે જ હોય એમ લાગે છે. મહાભારત અને ભાગવતરૂપી ગોરસમાંથી એણે સદાચારરૂપી માખણ કાઢી સત્સંગીઓને પીરસ્યું છે. આખી રામકથાનું તત્ત્વ શ્રીરામ, તે આ યોગીનો આતમરામ છે.

# યોગી મનમાં વસ્યો

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

મારા મનમાં વસેલો જોગીરાજ છે રે,
એ તો આખા ભારતની લાજ છે રે;
શમ, દમ, શ્રદ્ધા ને ઉપશમ છે રે,
મૂર્તિમંત આતમરામ છે રે – મારા મનમાં (૧)

એ તો તિતિક્ષા સાથે સમાધાન છે રે,
એ તો વિવેક-વૈરાગની આખી ખાણ છે રે – મારા મનમાં (૨)

એ તો શ્રવણ, મનન, નિદિધ્યાસન છે રે,
એ તો આખા ધરમનું ધન છે રે – મારા મનમાં (૩)

એ તો કરમ, ઉપાસના ને જ્ઞાન છે રે,
એ તો વેદાંત કેરું સનમાન છે રે – મારા મનમાં (૪)

એ તો ભારત ભાગવતનું સ્વરૂપ છે જો,
'કાગ' રામકથાનું સાચું રૂપ છે રે – મારા મનમાં (૫)

# ૨૭. ક્યાંથી આવ્યો ?

હે મહાત્મા ! માયાથી ભુલાયેલા જ્ઞાનને પાછું બતાવી દ્યો કે જેથી આપનું સદા ધ્યાન ધરું. આ જીવ ક્યાંથી આવે છે ? અને સત્કર્મ–કુકર્મનાં પોટલાં બાંધી પાછો ક્યાં જાય છે ? અને તે પણ કઈ યોનિમાં ? એનું ભાન કરાવો.

કોણ મિત્ર ? કોણ શત્રુ ? કોણ કુટુંબ ? અને કોણ છોરું ? આ બધાં ઓવાળનાં લાકડાંની જેમ ભાગ્યે આવી ભેગાં મળ્યાં છે. પણ ક્યારે વિખૂટાં પડશે એની કાંઈ પણ ખબર નથી. કોણ સ્ફુરણ કરાવે છે ? કોણ બોલે છે ? માયાજાળમાં ફસાયેલા અતિદુષ્ટ વાસનાવાળા માનવીઓનું આ ઘર છે કે કાળા સર્પોનું દર છે ? (ભોણ) કારણ કે જીવને ક્યારેય જંપ નથી. અન્યાય, અધર્મ કરી ભેળું કરેલું ધન મરણ વેળા સાથે આવતું નથી, તેનું એ અધમ જીવને કેટલું દુઃખ થતું હશે ! હે સંત ! તમે કાયમ અક્ષરવરને મળ્યા કરો છો તો મારી એટલી વિનંતી કહેજો કે હું કાગ તમારો આશરો ન છોડું.

# ક્યાંથી આવ્યો ?

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

જોગી ! ગોતી આપો ભુલાયા જ્ઞાનને રે,
મને શોધી આપો તમારા ધ્યાનને રે;
ક્યાંથી આવ્યો ને પાછો ક્યા દેશમાં ?
મારે જાવું પડશે ક્યા વેશમાં ? – જોગી ગોતી (૧)

કોણ કોનું સાથી ને ક્યાંથી મળ્યાં રે ?
ઓવાળનાં લાકડાં ભાગ્યે ભળ્યાં રે ! – જોગી ગોતી (૨)

કોણ કલપે બોલે એ કોણ છે રે ?
આ તો ઘર કે સાપ કેરું ભોણ છે રે ? – જોગી ગોતી (૩)

કાળાં-ધોળાં કરીને જ્યા રે હાલિયો રે,
નવો પૈસો સંગાથે નવ ચાલિયો રે – જોગી ગોતી (૪)

'કાગ' ચાહે તમારા સાથને રે,
એટલું કે'જો અક્ષરના નાથને રે – જોગી ગોતી (૫)

# ૨૮. આવો યોગ ક્યાંથી !

હે યોગીજી ! આવો યોગ અમને ક્યાંથી મળી ગયો ?

હે સંત ! આપના યોગથી આશ્રિતોનો ફેરો સફળ બની ગયો.

લોહચુંબક જેમ લોઢાને પોતાની તરફ ખેંચે છે તેમ મને તમારી તરફ ખેંચી લીધો છે. દરિયાનાં ખારાં અને કાયમ ઊછળતાં પાણીને ખેંચીને સૂર્ય જેમ મીઠાં અને સ્થિર બનાવે એમ આપે મારા પર કૃપા કરી છે.

આ સૌરાષ્ટ્રના જાડા અને ભગવા વેશને તેં શોભાવ્યો છે. એટલું જ નહિ પણ કચ્છ–ગુજરાતને તેં તારી દીધાં છે. તારા શબ્દે શબ્દે અક્ષરપુરુષોત્તમની છબી દેખાય છે. તારા શબ્દરૂપી વાંસળીમાં રાગરાગિણી પવિત્ર થવા વસી ગઈ છે.

હે મહાત્મન્ ! લોકો સારાને જ આવકારે છે. જેથી મીઠી વાણી સાંભળવા મેના-પોપટ પાળે છે. પણ તેં તો કાગને કૃપાના પિંજરમાં પૂરી, એને મીઠી વાણી આપી દીધી છે.

# આવો યોગ ક્યાંથી !

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

જોગી ! આવો તો જોગ તે ક્યાંથી મળ્યો રે !
સાધુ ! ફેરો તમારો અમને ફળ્યો રે;
લોહચુંબક બોલાવે લોખંડને રે,
એમ શરણે તાર્યું મારા પંડને રે – જોગી આવો (૧)

સૂરજ તાણે દધિનાં નીરને રે,
એમ શરણે લીધો અસ્થિરને – જોગી આવો (૨)

જોગી ! શોભાવ્યો સોરઠદેશને રે,
તારી લીધો ગુર્જર દેશને રે – જોગી આવો (૩)

તારે શબદે વાગે છે રૂડી વાંસળી રે,
એમાં રાગ ને રાગણિયું આવી ભળી રે – જોગી આવો (૪)

પૂરી પિંજરે પોપટ ધરી રાગને રે,
તેં તો પિંજરે પૂર્યો છે 'કાગ'ને રે – જોગી આવો (૫)

# ૨૯. મુખ વા'લું

હે યોગીજી ! તારાં દર્શન માટે હું સ્વર્ગ પણ છોડી શકું છું. અમૃતના પિતા જેવી તારી મૂરતિ છે. તારી આંખ્યુંમાં અક્ષરપુરુષોત્તમ બિરાજે છે અને તારી પવિત્ર વાણીમાં સ્વામીનારાયણ ભગવાન બોલી રહ્યા છે.

અરધા ચાંદા જેવા તારા કપાળમાં તપનાં તેજ ઝળહળે છે. મને આપેલો ચાદરનો એક ભગવો ટુકડો જાણે માના ખોળા જેટલું સુખ આપે છે.

**સોરઠો :–** મોઢે બોલું મા, ત્યાં, સાચેય નાનપ સાંભરે,
મોટાઈની મજા, મને કડવી લાગે 'કાગડા'–૧

માના ખોળાનું અભય આપની ભગવી ચાદર આપી શકે છે; પણ જેને બાળક બનવું હોય તેને. ક્યારેક તો તારે રૂંવાડે વાણી ફૂટે છે અને જય સ્વામીનારાયણ, જય સ્વામીનારાયણના લાખો સૂર સંભળાય છે; પણ જેને કાન હોય તેને. કંઈક ગીતો ગાયાં પણ આજે મારે બંને લોક સુધારવાનો અવસર આવ્યો છે કે તારી મારફત હું શ્રીહરિ કૃષ્ણને ગાઈ રહ્યો છું.

# મુખ વા'લું

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

મને વા'લું જોગીડા ! તારું મુખડું રે
ઉપર ઓવારું સ્વરગનું સુખડું રે;
જાણે મૂર્તિ અમૃત કેરા તાતની રે,
એવી મીઠી વાણી રૂડી વાતની રે – મને વા'લું (૧)

તારી આંખ્યુંમાં અક્ષર બિરાજતા રે,
તારે શબ્દે સ્વામીનારાયણ ગાજતા રે – મને વા'લું (૨)

તારે ભાલે આઠમનો ચાંદલો રે,
તારી ચાદર છે માવડીનો પલો રે – મને વા'લું (૩)

તારે માથે હરિના રૂડા હાથ છે રે,
તારે રોમે રોમે અક્ષરના નાથ છે રે – મને વા'લું (૪)

તારો મહિમા ગાવાનો મને લાગ છે રે,
કહો 'કાગ'ના કેવાં મોટાં ભાગ્ય છે રે – મને વા'લું (૫)

# ૩૦. દીવો

આ યોગીરૂપી દીવડો સૌરાષ્ટ્રમાં પ્રગટ્યો છે; પણ એનાં અજવાળાં એડન, આફ્રિકા, ચીન, જાપાન અને દૂર દૂર પરદેશોમાં પણ પડે છે. આ દીવડામાં સહજાનંદ સ્વામીની કૃપાનાં તેલ પૂર્યાં છે અને એનાં શ્રીજી મહારાજ રખવાળાં કરી રહ્યા છે.

આ દીવડામાં અક્ષરરૂપી ધોળી વાટ છે. આ યોગીરૂપી દીવડો પ્રગટ પુરુષોત્તમરૂપ છે. જ્યાં જ્યાં એનાં તેજ પડે છે, ઝળહળે છે, એ મારગનાં અંધારાં દૂર થાય છે. મોહને વશ થયેલા પતંગો બળીને એમાં ભસ્મ બને છે. એ જોઈને સંતનું હૃદય રડી પડે છે. આ દીવાની મેશ લઈ એની શાહી બનાવી શારદાની લેખણથી કાગ ધર્મ-મહિમા લખવા માંડ્યો છે.

# દીવો

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

જોગી ! દીવો પ્રગટ્યો છે સોરઠ દેશમાં,
એનાં અજવાળાં પોગ્યાં વિદેશમાં રે;
એમાં દિવેલ અખૂટ સહજાનંદનાં રે,
એનાં રખવાળાં ધરમનંદ[1]નાં રે – જોગી દીવો (૧)

એમાં અક્ષર રૂપે ધોળી વાટ છે રે,
પછી પુરુષોત્તમ દીપક ઘાટ છે રે – જોગી દીવો (૨)

આવ્યાં અંજવાળાં મારગડા ઉજાળિયા રે,
ભવોભવનાં અંધારાં ઊંડાં ટાળિયાં રે – જોગી દીવો (૩)

કૈંક મોહે પતંગિયાં આવી પડે રે,
એને દેખીને સંત રુદિયે રડે રે – જોગી દીવો (૪)

એની મેશની શાહી તો 'કાગ' મેં કરી રે,
આજ સઘળી શારદા ચરણે ધરી રે – જોગી દીવો (૫)

૧. ધર્મપિતા

# ૩૧. કંઈ જોવાનું નથી

સત્ય, અહિંસા, અક્રોધ, નિષ્કામ અને કરુણા એ સંતનાં લક્ષણ છે. આવા સંત યોગીને જોયા પછી બીજું જોવાનું કાંઈ બાકી રહેતું નથી. ભગવાન શ્રીહરિ કૃષ્ણના ગુણ ગાયા પછી બીજું ગાવાનું કાંઈ રહેતું નથી. ગંગામાં નહાયા પછી બીજે ક્યાંય નહાવાનું રહેતું નથી. અમૃત પીધા પછી બીજું કાંઈ પીવાનું રહેતું નથી. મન જીત્યું પછી પાળવાનું કાંઈ રહેતું નથી. હિંસાથી ડર્યા પછી ડરવાનું કાંઈ રહેતું નથી. કાગ કહે છે કે આ યોગીજી મહારાજ તો અમૃતનો કૂપો છે. હરિહર અને શક્તિનું તું સ્વરૂપ છો.

## કંઈ જોવાનું નથી

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

જોગી જોયા, જોવાનું કાંઈ ના ર'યું રે,
ગોવિંદ ગાયા, ગાવાનું કાંઈ ના ર'યું રે;
ગંગા ના'યા, નાવાનું કાંઈ ના ર'યું રે,
અમૃત પીધાં, પીવાનું કાંઈ ના ર'યું રે – જોગી જોયા (૧)

મન જીત્યું, જીતવાનું કાંઈ ના ર'યું રે,
આચાર પાળ્યો, પાળવાનું કાંઈ ના ર'યું રે – જોગી જોયા (૨)

હરિ જોયા, જોવાનું કાંઈ ના ર'યું રે,
હત્યાથી ડરિયાં, ડરવાનું કાંઈ ના ર'યું રે – જોગી જોયા (૩)

'કાગ' સાધુ અમીનો કૂપ છે રે,
બાવો હરિહર માતનું સ્વરૂપ છે રે – જોગી જોયા (૪)

# ૩૨. જીવ ઉદ્ધારવા

જુગજુગના તપત્યાગની મૂડીવાળો આ યોગી મહારાજ, શરણે આવેલ જીવોનો ઉદ્ધાર કરી રહ્યો છે. ગઢડા, ગોંડલ અને બોચાસણ વગેરે સ્થળોએ એ સ્થૂળ સ્વરૂપે વાસ કરે છે. કળિયુગમાં માનવીઓને ભક્તિનો સુલભ માર્ગ બતાવે છે.

જ્ઞાનરૂપી ત્રીજા લોચનના અગ્નિથી અનાચારરૂપી દૈત્યને તે બાળતો આવે છે. એની આજ્ઞાથી હજારો ભગવાંધારી સાધુની સેના અધર્મ સાથે લડવા ચાલી નીકળી છે. કાગ કહે છે કે એને વેણે બંધાયેલાનો કદી પણ નાશ થતો નથી. આવું એનું બિરુદ છે.

## જીવ ઉદ્ધારવા

(ગોવિંદ ગોતી દિયો ને મારી ગાવડી – એ રાગ)

જાગ્યો જુગનો જોગી જીવ ઉદ્ધારવા રે,
ઓથે આવ્યાને ઉગારવા રે;
બેઠો ગઢડે ને ગોંડળ પુરમાં રે,
ઊઠ્યો આખા કળજુગને વારવા રે – જાગ્યો જુગનો (૧)

ખોલ્યું લોચન ત્રીજું એ ત્રિપુરારિનું રે,
અનાચાર અસુરને બાળવા રે – જાગ્યો જુગનો (૨)

એની હાકલ પડે કાળજું હુકળે રે,
રૂડા ભગવા વેશ ભજાવવા રે – જાગ્યો જુગનો (૩)

રૂડું બિરુદ એવું સાધુને છાજતું રે,
'કાગ' આવ્યા શરણે તેને તારવારે – જાગ્યો જોગી (૪)

# ૩૩. સત્સંગ ટચલી આંગળી

અનાચાર રૂપી ઈંદ્ર આજે કોપ્યો છે. મુશળધાર મેઘ વ્રજને માથે પડે છે. કંઈક વિભૂતિઓ આનાથી હારી બેઠી છે કારણ કે કડાકા ભડાકા અને વીજળીના વજ્રપાત સામે ચોમેર કળિયુગરૂપી મેઘ મંડાણો છે. કામ, ક્રોધ, ઈર્ષા, દંભ અને પ્રમાદરૂપી ઘટાટોપ વાદળાં ઘેરાયાં છે. ઓગણપચાસ વાયુ જોરથી ફૂંકાઈ રહ્યા છે, જાણે હમણાં જ ધર્મરૂપી વ્રજભૂમિનો પ્રલય થશે. ત્યાં તો તારી વાંસળીના મર્મી સૂર સંભળાયા કે "શરણાગતિ."

તારા આશ્રિતને આ મેઘ ડારી શક્યો નહિ, જેટલા સત્સંગરૂપી ગોવર્ધન તળે આવી ગયા એ ઊગરી ગયા. ન જાણી શકાય એવી તારી આ ગતિ જીવોને તારી રહી છે. હે સંત ! સત્સંગ રૂપી ટચલી આંગળીએ તેં ધર્મરૂપી ગોવર્ધન તોળી લીધો અને કળિયુગરૂપી અનાચારી ઇન્દ્રનો પરાજય કર્યો. તપત્યાગની મૂર્તિરૂપી યોગી એક દી કૃપા કરી મજાદર આવ્યો ને મનની મલિન વાંછના હરી લીધી.

# સત્સંગ ટચલી આંગળી

(રાગ – ધીરાનો)

ગોવરધન તોળ્યો રે ગોવાળોને ભેળા કરી,
જશોદાના જાયા રે વ્રજને લીધું ઉગારી;
ઈંદ્ર રૂપી અનાચાર કોપ્યો, વરસે મુશળધાર,
કંઈક અવતારી હારી ગયા એની ફોજ અપાર;
વીજળી વ્રેમંડ ચમકે રે, અંધારાંની સેન ચડી – ગોવર્ધન (૧)

કામ, ક્રોધ તે વાદળ કાળાં પવન ખાય પછડાટ,
પરલે[1] કરવા પાણી પડે ધરતીને ઉચાટ;
વાંસળી મીઠી વાગી રે મોહન તારી મરમે ભરી – ગોવર્ધન (૨)

આશ્રિત જન ત્યાં કરે હિલોળા બાળક, નર ને નાર,
આવ્યાં શરણે ગયાં ઊગરી ગણતાં ના'વે પાર;
એવી અકળ કળા દીઠી રે, થાય નહિ એની ગણતરી – ગોવર્ધન (૩)

સત્સંગ રૂપી છેલી આંગળી
ઉપાડ્યો જગભાર,
ગોપજનો ને સત્સંગવાળા
એનો કર્યો ઉદ્ધાર,
'કાગ'ને બાવો ભેટ્યો રે મનની મમતા હરી – ગોવર્ધન (૪)

---

૧. પ્રલય

# ૩૪. જનમનો યોગ

હે યોગીજી મહારાજ ! કંઈક જન્મોનો આ યોગ છે. આ અવતાર તો બધા જન્મોરૂપી દહીંની કમાણીનું માખણ છે.

હે મનના નીરોગી ! તારી સાડા ત્રણ હાથની કાયામાં કોઈ વિરાટ બેઠો છે. તારું ધ્યાન અક્ષરપુરુષોત્તમમાં લાગી ગયું છે, વૈકુંઠ પણ તારી વાટ જુએ છે. ગોંડલરૂપી ગઢગિરનારના દત્તાત્રેયરૂપી હે સાધુ ! તારાં આસન અડગ છે.

હે યોગી ! તું સોરઠ ભૂમિના પાતાળની સરવાણી છો. એ પાણી આજે ગુજરાતની તરસ છિપાવી રહ્યું છે.

હે સંત ! કચ્છની ધરતીને પણ સત્સંગમાં બોળી છે. હવે તો ભારત માતા તારી સત્સંગ-સરવાણીની વાટ જુએ છે.

# જનમનો યોગ

(વા'લો મારો વનમાં ચારે ધેનુ – એ રાગ)

જોગી ! તારે જનમ જનમના જોગ
ભોગ તને ભાવે નહિ રે જી...
જોગી ! તારે જુગો જુગના જોગ
અંગ રોગ આવે નહિ રે જી... જોગી ! તારે (૧)

જોગી ! તારી સાડા ત્રણ હાથની કાયા
શક્તિ તારી આભે અડી રે,
જોગી ! તારે અક્ષરપુરુષોત્તમની માયા
વૈકુંઠ વધામણાં રે જી... જોગી ! તારે (૨)

જોગી ! તારું ગોંડલ ગઢ ગિરનાર
દત્ત તારાં બેસણાં[1] રે જી...
જોગી ! તું તો સોરઠની સરવાણી
ગુજરાત પાણી પીએ રે જી... જોગી ! તારે (૩)

જોગી ! તારી કચ્છડે લીલી છાયા
ભારત વાટું જુવે રે જી...
જોગી ! એવાં માતા વછોયાં છોરું કે
'કાગ' તારી વાટું જુએ રે જી... જોગી ! તારે (૪)

---

૧. આ રૂપક છે. અક્ષરધામ ઠેઠ પ્રકૃતિપુરુષના લોકથી પર છે અને ત્યાં જ જેનું આસન છે એવા દત્ત જે સદાય અક્ષરધામનું દાન દેવા તત્પર છે.

# ૩૫. વડલો

આ સંત રૂપી વડલાની ડાળિયું આજે સોરઠ, ગુજરાત વીંધીને દશે દિશામાં પહોંચી છે. એની વડવાયું તો પાતાળ સુધી પહોંચી ગઈ છે. તે યોગીરૂપી વડલાને પાંદડે પાંદડે ધર્મના દીવા પ્રગટ્યા છે.

યોગીઓને જટા હોય છે પણ આ તો સંન્યાસી છે જેથી માથે જટા નથી. આ યોગીરૂપી વડલાને લાખ લાખ ફળ (ટેટા) લાગ્યાં છે અને એક એક ફળમાં લાખ લાખ વડલા સૂતા છે. એટલે એક પછી એક અવતારી આવ્યા કરે છે.

આ યોગીરૂપી વડલો કોઈની પાસે પોતાને માટે કાંઈ પણ યાચના કરતો નથી. એનાં ભક્તિરૂપી મૂળ યોગ-ક્ષેમ આપી રહે છે. આ યોગી રૂપી વડલો દુષ્કાળ વગેરેના ભયથી આજીવિકારૂપી પાણી સંઘરી રાખતો નથી, કારણ કે બધાં પાપ સંગ્રહમાંથી ઊભાં થાય છે માટે.

અધિકારીરૂપી સભાના પવનથી વડલો ગાજી ઊઠે છે. એના શબ્દે શબ્દે હરિકૃષ્ણ બોલી રહ્યો છે, આ વડલો આશ્રિત જનને સદાય તડકા સહી છાંયડી આપી રહ્યો છે.

## વડલો

(વા'લો મારો વનમાં ચારે ધેનુ – એ રાગ)

અબધૂત વડલાની અણસારે,
સોરઠ દેશમાં રે જી...
અબધૂત ડાળ્યું પોગી દિગ્પાળે,
પાતાળે વડવાયું પોગી રે જી... અબધૂત (૧)

અબધૂત પાંદડે પ્રગટ્યા દીવા,
જટાધીશ જુગના જોગી રે જી...
અબધૂત ફળ છે લાલમ લાલ
એમાં લાખ લાખ વડલા સૂતા રે... અબધૂત (૨)

અબધૂત કોઈની પાસે ન માગે,
મૂળિયાં પાણી પીએ રે જી...
અબધૂત સંઘરે નહિ ઝાઝાં પાણી
સંઘરામાં દોષ દેખે રે જી... અબધૂત (૩)

અબધૂત ઘૂઘવે આઠે પો'ર
શબદમાં શામળો રે જી...
'કાગ' એ તો ઊભો ઉનાળા તાપે
સેવકને છાંયો આપે રે જી... અબધૂત (૪)

# ૩૬. દરિયો

યોગીરૂપી મહાસાગર, સેવકોરૂપી ચંદ્રમાને જોઈ હિલોળે ચડે છે. એમાંય ભક્તિરૂપી પૂનમના પૂર્ણ ચંદ્રને જોઈ-નીરખી, અપાર ભરતી આવે છે.

આ સંતરૂપી મીઠો દરિયો રાત–દી સૂતો નથી. એ તો પોતાના આશ્રિત જનોની ચિંતા કર્યે જ જાય છે. એને તળિયે લાખો મૂલનાં મોતી પડ્યાં છે; કોઈ પાણીમાં ડૂબકી દેવાવાળા ગોતી લાવે છે. તેને કાંઠે તો શંખલાં અને છીપલાં છે. (સંશય) હે સંત ! વિશ્વાસ રૂપી તારી આ નાવડીને કદીયે કાંઈ પણ જોખમ નથી કારણ કે શ્રીહરિની શરણાગતિ રૂપી શ્રદ્ધાના સઢ તેમાં બાંધેલ છે.

## દરિયો

(વા'લો મારો વનમાં ચારે ધેનુ – એ રાગ)

જોગી ઘૂઘવે સાગર ઘેરો;
સેવક પર ભરતી ચડે રે જી...
ભાળે ભગતિ રૂપી ચાંદો;
મેરામણ મોજે ચડે રે જી... જોગી ઘૂઘવે (૧)

આજ મારો મીઠો સાગર સંત,
નીંદર નવ લિયે રે જી...
સાધુને રાત-દી ઊંઘ ન આવે,
સેવકની ચિંતા કરે રે જી... જોગી ઘૂઘવે (૨)

તળિયે લાખ લાખ મૂલનાં મોતી,
ગોતણહારા ગોતી લિયો રે જી...
ડૂબકી મારે તે મોતી લાવે;
કાંઠડે શંખલાં રે જી... જોગી ઘૂઘવે (૩)

જોગી તારા વિસવાસની હોડીને,
'કાગ' કદી જોખમ નથી રે જી...
જોગી એને શ્રદ્ધાના સઢ જો બાંધ્યા;
વાવડા વેડે નહિ રે જી... જોગી ઘૂઘવે (૪)

# ૩૭. દેશનો દીવો

આ યોગીજીરૂપી દીવડો આકાશમાં ઊંચે ઊંચે ચળકી રહ્યો છે. એને ભયરૂપી પવન લાગતો નથી. આ દીવામાં સાત સાત સાગરનાં નીર જેટલાં દિવેલ પૂર્યાં છે. વિશ્વંભરે તેમાં વાટ મૂકી છે. આટલું દિવેલ એના કરુણાના કોડિયે સમાઈ ગયું છે. આ દીવો તેના અંગે અંગે સળગી રહ્યો છે અને અન્યને અજવાળાં આપી રહ્યો છે.

આ ધર્મના પ્રકાશે જે હરિભક્તો હેઠું જોઈ ચાલશે એને વિનાશની ઠેસ લાગતી નથી. આ દીવાનો પ્રકાશ ઝૂંપડિયું અને મે'લાતુંમાં એકસરખો પડે છે. આજ આ ધર્મના દીવડાનાં છોંતેર વરસની ઉજવણી છે. આ અમારા મહાધર્મનો દીવડો સદાય જલતો રહો !

## દેશનો દીવો

(વા'લો મારો વનમાં ચારે ધેનુ – એ રાગ)

દીવડો ઊભો છે આભની અટારી,
ફૂંક એને લાગે નહિ રે જી...
વાવડા ઓગણપચાસે વાય,
દીવડો ઓલાય નહિ રે જી... દીવડો ઊભો (૧)

દીવડામાં દરિયા જેટલાં દિવેલ,
પૂરણહારે પૂરિયાં રે જી...
દીવડાની વાટ્યું વિશ્વંભરે નાખી,
કિપાનું કોડિયું રે જી... દીવડો ઊભો (૨)

દીવડો સળગે છે અંગડે આખે,
બીજાને અજવાળાં રે આપે રે જી...
દીવડાને તેજે ચાલે સત્સંગી,
ઠે સ એ ને વા ગે નહિ રે જી... દીવડો ઊભો (૩)

દીવડો ઝૂંપડાંને અજવાળે,
મેડિયુંને નોતરે રે જી...
'કાગ' જોગી દેશ ધરમ દીવો,
જુગ જુગ જીવો ઘણું રે જી... દીવડો ઊભો (૪)

# ૩૮. આનંદ

આજે મારાં અંગેઅંગમાં આનંદના ફુવારા છૂટે છે. જમનાના તીરે વા'લો મારો રાસ રમે છે.

**"ઘણરવ પટ ફરર ઘરર પદ ઘુઘર,**
**રંગભર સુંદર શા'મ રમે"**

એક ગોપી એક કાન એમ રાસ રમતાં દેખાય છે. સોળસો ગોપી, સોળસો કાન. સોળસો મોઢે ગીત અને સોળસો વાંસળી. આ વૃંદાવન ધરતીને ધન્ય છે. આ ગોવર્ધન ગિરિરાજને ધન્ય. આ રમણ, રેતીને હજારો વંદન છે. ધન્ય છે નંદજીની કમાણીને, ધન્ય છે ગોકુળના નેહને, ધન્ય ધન્ય, લાખો ધન્ય છે મા જશોદાના ઝૂંપડાને, ધન્યવાદ છે કંસ જેવા અસુરોને કે જે કારણે પૂર્ણપુરુષોત્તમે અવતાર લીધો, ધન્ય છે પૂતના માસીના દૂધને કે શ્રીકૃષ્ણ ધાવવા લાગ્યા. જો અધર્મ ફાલ્યો ન હોત તો ભગવાન ગોલોક છોડી મૃત્યુલોકમાં ક્યાંથી આવત ? અને લોકસંગ્રહ માટે, તેનો મહિમા કવિ ક્યાંથી ગાત ?

## આનંદ

(વા'લો મારો વનમાં ચારે ધેનુ – એ રાગ)

આજ મારે અંગે આનંદ નવ માય,
નટવર રાસ રમે રે જી...
આજ રૂડી જમનાજી તીરે,
શામળો રાસ રમે રે જી... આજ મારે અંગે (૧)

શામળાની સાથે સોળસો ગોપી,
સોળસો શામળા રે જી...
ગાય છે સોળસો મોઢે ગીત,
કે સોળસો વાંસળી રે જી... આજ મારે અંગે (૨)

ધનધન વૃંદાવનની ધરતી,
ધન્ય ગિરિરાજને રે જી..
ધન્ય ધન્ય નંદ બાવાના નેહ,
જશોદાની ઝૂંપડી રે જી... આજ મારે અંગે (૩)

ધન્ય ધન્ય પૂતના કેરાં દૂધ,
ધન્ય છે કંસને રે જી...
વા'લે મારે છોડ્યું વૈકુંઠ ધામ,
ઉપકાર એ અસુરનો રે જી... આજ મારે અંગે (૪)

# ૩૯. આંબો

આજે મારા જ ફળિયામાં આંબો પાક્યો છે. હજારો મીઠી કેરીઓ લટકી રહી છે. વાવડે બહુ જ તોફાન કીધું પણ એકેય કેરી હેઠી પડી નથી. આ કેરીની મીઠાશનું કારણ એ છે કે એણે ઉનાળાનો તાપ સહેવાનું તપ કરેલ છે. પણ એ જ આંબો ફળવા વખતે જો કોળવા લાગે, નવી કૂંપળ કાઢે તો તેને કેરી ન આવે.

ફાગળ માસમાં ખાકટી (નાની કેરી)ને દેખી એને પકવવા નીચે સગડી ન મૂકશો પણ વૈશાખ સુધી વાટ જોજો એટલે પાકી જશે.

(અકાળે મેળવેલ જ્ઞાન પ્રસંગ પડતાં ચારણીમાંથી જેમ પાણી સરી પડે તેમ ચાલ્યું જાય છે.)

વૃક્ષો પર સૌ સૌની મોસમે ફળ આવે છે, એ પોતાના કાયદાને ભગવાન પણ વખાણે છે. કાગ કહે છે કે આ કેરીની ગોટલીને શેકીને ખાશો નહિ પણ સારી મીઠી ધરતીમાં તે વાવી દેશો.

આંબારૂપી યોગીજી મહારાજ પર આ અન્યોક્તિ રૂપક છે.

# આંબો

(વા'લો મારો વનમાં ચારે ધેનુ – એ રાગ)

આજ મારે આંગણે આંબો આવ્યો,
કેરીયું હિલોળ કરે રે જી...
આદરી વાવડે[1] વઢવાડ્યું કે,
કેરીયું કિલોળ કરે રે જી... આજ મારે (૧)

જોગીડા કેરીએ તપિયાં તપ,
મીઠાશું ઘણી આવિયું રે જી...
આંબો કેરીયું ટાણે કોળે તો,
વાટ બધી વણસી જાયે રે જી... આજ મારે (૨)

ખાકટી દેખી ફાગણ માસે,
ન થાવું ઉતાવળા રે જી...
કોઈ એને પાકવા સગડી ન મૂકો,
વાટ વઇશાખની જુઓ રે જી... આજ મારે (૩)

ઝાડવે મોસમે જે ફળ આવે,
વખાણે એને શ્રીહરિ રે જી...
'કાગ' એની ગોટલીને નવ શેકો,
પણ વાવજો વિવેક કરી રે જી... આજ મારે (૪)

---

૧. પવને

# ૪૦. પરલોકનો ભોમિયો

મારે ઘેર એક સાધુપુરષ આવ્યો છે, જે પરલોકનો ભોમિયો છે. એની એકાદ ચિઠ્ઠી કે ભલામણ લેજો જેથી મરણ પછીનું એ ભાતું થાશે.

અહીં જે વસ્તુ આંખથી દેખાય છે એ બધી જ વસ્તુનું કે નાણાંનું બીજા રાજમાં ચલણ નથી. આ સાધુ બંને લોક અને રાજનો દુભાષિયો છે. (એક્સચેન્જ - હૂંડિયામણ) આ યોગીજી મહારાજ તમારું નાણું (ધર્મ) બેંકમાં જમા કરી ત્યાંના રાજને માન્ય એવો પરવાનો કાઢી આપશે (સત્કર્મ) પણ એણે લખેલી હૂંડી સાચવી રાખજો. અક્ષર જો થોડાક ભૂંસાઈ જશે તો તમને કાંઈ પણ મળશે નહિ. આ બંને ભવ સુધારનાર પુરુષોમાં ઉત્તમ એવા યોગીજી મહારાજને પિછાણી લેજો, અત્યારે આ જીવતોજાગતો હૂંડી લખવાવાળો સૌરાષ્ટ્ર અને ગુજરાતને ઘેર ઘેર ફરી રહ્યો છે.

# પરલોકનો ભોમિયો

(વા'લો મારો વનમાં ચારે ધેનુ – એ રાગ)

આજ મારે આંગણે સાધુ આવ્યો,
ભોમિયો વિદેશનો રે જી...
ભાઈ, એની ઓળખાણ્યું લઈ લેજો કે
પરલોકનું ભાતું થાશે રે જી... આજ મારે (૧)

ભાઈ, એવા આપણા નાણાં કેરું,
પરલોકમાં ચલણ નથી રે જી...
ભાઈ, કો'ક સાધુ હૂંડી લખી આપે,
શાખ એની ચાલે ઘણી રે જી... આજ મારે (૨)

ભાઈ, એની હૂંડીને સાચવજો,
અક્ષર બગડે નહિ રે જી..
નહિ તો મે'નત પડશે માથે,
કાંઈ ત્યાં મળશે નહિ રે જી... આજ મારે (૩)

'કાગ' એવા બેઉ લોક સુધારે,
પુરુષોત્તમને પારખો રે જી...
ભાઈ, એ તો આંગણે આંટા મારે,
સોરઠ-ગુજરાતને રે જી... આજ મારે (૪)

# ૪૧. યોગી રમતો

એક એવા અવધૂત યોગીને રમતો જોયો કે ભેદ કે ભ્રમ સૌ ટળી ગયા. આ સાધુ સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છમાં ફરી રહ્યો છે. નર્મદા, મહી, તાપી અને ઉન્મત્ત ગંગા એવી ગઢડાને પાદર નીકળેલી ઘેલા નદીને પાવન કરી રહ્યો છે. મુંબઈ, વડોદરા, આણંદ, અમદાવાદ એવાં મોટાં મોટાં નગરોમાં અને સો માણસની વસતિવાળા મજાદર જેવા નાનકડા ગામડામાં પણ ફરે છે.

ગાયોની સેવા કરવાનું તે દરેકને કહે છે કે કૃષ્ણની જેને ભક્તિ કરવી હોય તેણે પ્રથમ ગાયોની સેવા કરવી જોઈએ. આવા પરમ અને દિવ્ય ચારિત્ર્યશીલ આ સંતપુરુષને મેં મારા હૃદયમાં પધરાવ્યા છે.

## યોગી રમતો

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

જોગી રમતો જોયો,
ભેદ ભરમ સહુ ખોયો રે,
વા'લીડા અમારા આ સોરઠ કેરી ધરમાં,
એ તો ઘૂમે છે ગુર્જરમાં રે – જોગી રમતો જોયો (૧)

મહી સાગર ને ભાઠે,
કોઈ ઉન્મત્ત ગંગાને કાંઠે રે – જોગી રમતો જોયો (૨)

સાગરિયાને નીરે,
કોઈ નર્મદા તીરે – જોગી રમતો જોયો (૩)

મોટાં મોટાં નગરમાં,
આદિવાસીનાં ઘરમાં – જોગી રમતો જોયો (૪)

ગાવલડીના પયમાં,
'કાગ' તણા હૃદયમાં – જોગી રમતો જોયો (૫)

# ૪૨. અક્ષરપુરુષોત્તમ

આ યોગી કંઈ પણ વિદ્વત્તાની વાતો કરતો જ નથી, એ તો એક જ શબ્દ બોલે છે : 'અક્ષરપુરુષોત્તમ'

આ સંત ખરેખર ભક્તિ અને સદાચારની પુષ્ટિ માટે અક્ષરધામથી પુરુષોત્તમ સહિત અહીં આવ્યો છે. એની આછી અને જાડી ભગવી કફનીમાં અનેક કુબેરો સંતાઈ બેઠા છે. એનું પ્રત્યક્ષ પ્રમાણ જ્યારે તમે ગોંડળ, સાળંગપુર, ગઢડા, બોચાસણ વગેરે મંદિરો, હવેલીઓ જુઓ ત્યારે સહેજે મળશે.

લક્ષ્મીજી એના ચરણમાં આળોટે છે (નમે છે). આ અવતારી યોગીજી જે કહે તે ધર્મ છે એટલી શ્રદ્ધા રાખજો તો બેડો પાર છે. મને આ યોગીની કથા-મહિમા ગાવાની રુચી થઈ છે એથી મારાં ભાગ્ય પણ મહિમાવંતાં બન્યાં છે.

# અક્ષરપુરુષોત્તમ

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

એક જ અક્ષર બોલે,
બીજો શબ્દ નવ બોલે રે,
વા'લીડા મારા અક્ષર લોકથી આવ્યો,
સંગે પુરુષોત્તમ લાવ્યો રે – એક જ અક્ષર (૧)

કફની તાણા વાણા,
એમાં કુબેર કંઈક સંતાણા – એક જ અક્ષર (૨)

એને મારગમાં મળી ગઈ,
લખમી પાય લળી ગઈ રે – એક જ અક્ષર (૩)

આ બાવો અવતારી,
ધરમ લેજો ધારી – એક જ અક્ષર (૪)

એની કથાએ વાણી ઉજાળી,
'કાગ' બન્યો ભાગ્યશાળી – એક જ અક્ષર (૫)

# ૪૩. દુ:ખ સૈયારું

હે સંત ! પ્રાણીમાત્રનાં સુખ:દુખ તેં પોતાનાં જ સુખદુ:ખ માન્યાં છે. અન્યને મોહ પમાડે તેવા મુખવાળા હે સંત ! તારું જીવન એ કોઈ ખાનગી જીવન નથી પણ સૈયારું બની ગયું છે.

હે મહાત્મન્ ! તારું હૃદય તો કૂણું માખણ જેવું છે, પણ અનાચાર સામે ભયંકર વજ્રથી પણ કઠણ છે. હે યોગી ! જે તારા હતા એને પાસે બોલાવી બીજું કાંઈ ન કહેતાં ગુણાતીતાનંદયુક્ત પુરુષોત્તમ સામે તેં આંગળી ચીંધી. તારી આંખની કૃપાનાં જે તેજ ઝીલશે એ માયાજાળથી પર બની જશે. હે સાધુ ! તારા મનોહર કામણમંત્રે મારા પર એવું જાદુ કર્યું છે કે મારી તૃષ્ણાનો આખો ઓરડો બળીને રાખ થઈ ગયો છે.

# દુઃખ સૈયારું

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

તારે દુઃખડું સહુનું સૈયારું રે,
તારું મુખડું કામણગારું રે;
તારું હૈડું માખણ જેવું,
કોઈ સમયે વજ્ર કહેવું – તારે દુખડું (૧)

તમે પાસે બોલાવી લીધા,
તમે પુરુષોત્તમ ને ચીંધ્યા – તારે દુઃખડું (૨)

આંખથી આંખ મિલાવે,
ભવસાગર તારી જાવે – તારે દુઃખડું (૩)

દુનિયાને કામણ કીધાં,
ચિતડાં ચોરી લીધાં રે – તારે દુઃખડું (૪)

'કાગ'ને કામણ વળગ્યું,
એનું તૃષ્ણાનું ઘર સળગ્યું – તારે દુઃખડું (૫)

# ૪૪. ઝડપાણા

નદીના પૂરમાં કોઈ નહાવા જાય અને વ્હેણમાં આવી જતાં થોડી ઇચ્છા હોય કે ન હોય પણ જેમ તણાવા લાગે છે તેમ આ યોગીજી મહારાજનાં દર્શને જે જાય છે તે ત્યાં જ ઝડપાઈ જાય છે અને જ્ઞાન-રૂપી ગંગામાં તણાવા લાગે છે.

માતાપિતા, ઘરબાર, સ્ત્રી, કુટુંબ, વૈભવ વગેરેને ભૂલી જઈ દર્શન કરવાવાળા આ સંતની ઇચ્છા રૂપી પાંજરામાં પુરાઈ જાય છે અને સંસારની તેની મમતા રૂપી મૂડી કોઈ લૂંટી જાય છે.

કંઈક દોમદોમ સાહેબી ભોગવતા સેવકોએ પોતાના કોડભર્યા, કનૈયા કુંવર જેવાને આ સંતને હાથે ભગવો ભેખ લેવરાવ્યો છે. ધર્મની રક્ષા માટે અક્ષરધામના ભોમિયા બની આ બાળયોગીઓએ ધર્મની ધોંસરી ઉપાડી લીધી છે.

નાના ગોધલાને દાંત ન ઊગ્યા હોય ત્યાં સુધી સાંતીડે જોડવામાં આવતા નથી પણ આ યોગીજીએ દૂધલા દાંતવાળાને ભગવો ભેખ આપી લોકોના કલ્યાણ માટે સાધુ બનાવી દીધા છે. જે ધર્મના વાવણિયે ભક્તિનાં બી વાવી રહ્યા છે.

કાગ કહે છે કે યોગીજીની દીક્ષા લઈને જે સાધુ બન્યા છે તે પ્રભુની કૃપાના પાત્ર બની ગયા છે. મારા પણ મન આડેથી માયાનો પડદો આ સંતે ઊંચક્યો છે કે જેથી તરત જ મને સહજાનંદ ભગવાન ઓળખાયા છે.

## ઝડપાણા

(રામનું રૂપ ધરું ત્યારે મને આવા સંકલ્પ આવે – એ રાગ)

જોગીડાને જોવા ગયા રે
તે જોનારા ઝડપાણા,
જોનારા ઝડપાણા રે
જ્ઞાનગંગામાં તણાણા...

માતાપિતાની વિસારી મમતા; પિંજરમાં પુરાણા,
ઘરબારનો મોહ મટાડી, લે લાગીને લૂંટાણા,
– જોગીડાને જોવા ગયા (૧)

કોટિપતિના કુંવરિયા તે સાધુને સોંપાણા,
ભગવી ચાદર ધરી શરીરે,
પુરુષોત્તમ પરખાણા, અક્ષરધામ ઓળખાણા,
– જોગીડાને જોવા ગયા (૨)

ધર્મના કાંધે ધરી ધોંસરાં, વિણ દાંતે પલોટાણા,
એવાસાધુ જુત્યા વાવણિયે, ધર્મના કણ વવાણા
– જોગીડાને જોવા ગયા (૩)

'કાગ' હરિની કૃપા ઘણેરી, સંતહૃદય સમાણા,
મનના પડદા ફાટી ગયાં, મને સહજાનંદ સમજાણા
– જોગીડાને જોવા ગયા (૪)

# ૪૫. શંખ બજાવે

આ બાવો જગતના ચોકમાં ઊભો ઊભો શંખનાદ કરે છે. એના તાલમાં કંઈક સાન કરતો કરતો ગરીબોને ઝૂંપડે ઝૂંપડે તે ફરી રહ્યો છે.

શંખનાદમાં કહે છે કે માથી વિખૂટા પડેલા ધાવણા બાળકની જેવી દશા હોય છે તેવી દશા હરિથી વિખૂટા પડેલા જીવની થાય છે. નદીઓનાં નીરની દોટ સાગર સુધી જ હોય છે તેમ જીવની દોટ પ્રભુપ્રાપ્તિ સુધીની જ હોય છે.

**'સરિતા જલ જલનિધિમંહ જાઈ**
**હોહિં અચલ જીમી જીવ હરિપાઈ' (રામકથા)**

આ સંત કહે છે કે કોઈનું શોષણ, વિશ્વાસઘાત, અજ્ઞાનનો લાભ લઈ તમે જે ધન કાળા માર્ગે મેળવ્યું હશે એનાથી તમારો વંશવેલો વિલાસી અને દુરાચારી બનશે; થોડી મહેનતે ઝાઝું મળી જાય તેનું નામ હરામ છે. ઝાઝી મહેનતે થોડું પણ અમૃત જેવું મળે છે તે હક્કનું કહેવાય છે. ઉત્તમ ક્ષુધા, નિર્વિઘ્ને નિદ્રા, અંગમહેનત અને ગ્રામનિવાસ – મોટા પુણ્યનાં આ ચાર ફળ છે.

કોઈ પણ અધમને, પતિતોને આ સંત પોતાનાં પુણ્ય આપી અને ભક્તિનો માર્ગ ચીંધે છે. કાગ કહે છે કે ચોમાસે ખારી ધરતીમાં ફોડો પડે છે. એમાં ખૂંચેલો બળ કરે તો વધારે ને વધારે ખૂંચતો જાય છે. પણ ભગવાનમાં શ્રદ્ધા રૂપી કઠણ ધરતી આવે તો તે જીવ કાદવમાંથી બહાર નીકળે છે.

## શંખ બજાવે

(રામનું રૂપ ધરું ત્યારે મને આવા સંકલ્પ આવે – એ રાગ)

અલેકિયો શંખ બજાવે રે
તાનમાં સાન બતાવે,
શંખમાં સાન બતાવે રે
ઝૂંપડે ઝૂંપડે આવે.

હરિવિખૂટા જીવ હંમેશાં, શાંતિ, ક્યાંયે ન આવે,
નદીનીરની દોડ મટે જ્યારે સાગરમાં સૂઈ જાવે
– અલેકિયો શંખ (૧)

કાળા કામની કરી કમાણી, અંતે એ અકળાવે,
પાપ-પુણ્યની છોરું પ્રતિમા, શાંત રીતે સમજાવે
– અલેકિયો શંખ (૨)

આચારહીણો પશુ કહાવે – હુકમ એને ફાવે,
કુકરમીને સુકૃત ચીંધે, પુણ્યનો પ્યાલો પાવે
– અલેકિયો શંખ (૩)

'કાગ' ફોડામાં પગ ન ઠેરે, ત્યારે જીવ અકળાવે,
સુમિરણ કેરી નકી ધરતી વીણ ઊંડો ઊતરી જાવે
– અલેકિયો શંખ (૪)

# ૪૬. જુગતિ

આ સંત સરળ, સાદી, મંત્ર જેવી યુક્તિ બતાવે છે કે જે યુક્તિથી જીવ શિવને પામે છે.

'જીવો અને સહુ કોઈને જીવવા દ્યો'. પ્રાણી માત્ર અવધ્ય છે. વાણી સદા સભ્ય અને વિવેકવાળી રાખો. અભિમાન તુંડમિજાજ અને ઈર્ષા આ ત્રણે નરકે જવાના કુમાર્ગ છે. વિવેક, નમ્રતા અને ચારિત્ર્યશીલ દષ્ટિ એ જ પ્રભુપથ પહોંચવાનો સરળ પવિત્ર માર્ગ છે.

સર્વકોઈને માન આપનારા વિનયવંતા સંતપુરુષોની જ લોકોમાં આણદાણ વરતાય છે અને લોકો એને શરણે જાય છે. યોગીજી મહારાજ કહે છે કે અસભ્યતા પણ એક પ્રકારની મોટી હિંસા છે. કાગ કહે છે કે દૂધમાં પાણી નાખશો તો એ એનાં રૂપ રંગ બદલશે નહિ પણ દૂધમાં મેળવણ રૂપી છાશ નાખવામાં ફેર પડશે તો દૂધ, ગોરસ, છાશ અને માખણ બધું બગડી જશે. ભક્તિ અને સદાચારનું પણ તેમ જ છે.

# જુગતિ

(રામનું રૂપ ધરું ત્યારે મને આવા સંકલ્પ આવે – એ રાગ)

જુગતિ લેજો જાણી રે એની,
ભગતિ લેજો પિછાણી,
સત્સંગી સાવધ રેજો રે,
જુગતિ લેજો જાણી.

હિંસાથી છેટો ગાઉ હજારું, અવધ્ય સઘળાં પ્રાણી,
જીવો જિવાડો સહુ જીવો ને, વિમળ એની વાણી
– જુગતિ લેજો જાણી (૧)

માન, બડાઈ, ઈર્ષા ત્રણે નરકની નિશાની,
વિવેક, વિનય ને નજરું, જીવની સાચી કમાણી
– જુગતિ લેજો જાણી (૨)

બીજામાનપ્રદ આપ અમાની, આજ્ઞ એની વરતાણી
અસભ્ય જીવન જાણવી હિંસા, જોગીજીની વાણી
– જુગતિ લેજો જાણી (૩)

'કાગ' એનાં રૂપ ન બદલે દૂધમાં નાંખ્યું પાણી
મેળવણમાં ફેર પડ્યો તો ગોરસ થાય ધૂડધાણી
– જુગતિ લેજો જાણી (૪)

# ૪૭. આનંદઘડી

કાગ કહે છે કે નીચે વર્ણવેલા એવા કોઈ યોગી મળે એ ઘડી જીવનની ધન્ય ઘડી છે.

દરેક લાકડાનું થડ, તેનું મધ્ય કે તેનો છેલ્લો ભાગ એકધારો હોતો નથી. પણ એમ એ લાકડું સંઘેડે ચડ્યું હોય તો એકધારું બની જાય છે. જે સંત જોઈ જોઈ પગલાં ભરે છે કે કીડી માથે પણ પગ ન પડી જાય, પોતાના જીવન જેટલું જ કીડી જેવા અલ્પ જીવનું પણ સંતો કીમતી જીવન માને છે

સંસારરોગના દરદી પર જેની દયા વરસે છે, ધુતારા, ઠગારા, મશ્કરીખોર એવાના મિલનમાં પણ આ સંત દુ:ખી થતો નથી પણ હસ્યા જ કરે છે.

કોઈ તપેલા, અકળાયેલા અને ભૂલેલા જીવો પર આ સાધુ ક્રોધ કરતો નથી પણ કરુણા કરે છે. ભવરોગના દુ:ખિયા જોઈ જોઈ જે સદા રડે છે. આવા કોઈ યોગી મળી જાય ત્યારે જીવન ધન્ય બને છે.

## આનંદઘડી

(સંત મળે તો – એ રાગ)

આનંદ ઘડી રે બે ઘડી, આનંદ ઘડી,
આવા કોઈ જોગી મળે તો અમને આનંદઘડી;
છેલાં ને પે'લાં વચમાં વચમાં એકલધારાં,
ચિત્તની લાકડિયું ગુરુને સંઘેડે ચડી – આનંદઘડી રે (૧)
પગલાં ભરે તો પે'લાં ડગલાં સંભાળે,
કીડી કેરે માથે જાય નઈ પગ પડી – આનંદઘડી રે (૨)
દર્દીના માથે જેનાં દિલડાં દયાળુ,
હસતા ધુતારા કેરે પનાર પડી – આનંદઘડી રે (૩)
'કાગ' કે' ભૂલેલા માથે કૃપા વરસાવે,
દુખિયા દેખીને જેની આંખડી રડી – આનંદઘડી રે (૪)

# ૪૮. જોટો નથી

કોઈથી એના મહિમાનો પાર પમાતો નથી એવા આ યોગીજી મહારાજનો જોટો શોધતાં ક્યાંયે ન જડ્યો. જે કાયમ હસતો રહે છે, જેની આંખ્યું ઉજ્જડ અને કોરી કોડી જેવી નથી, એમાં પરમ પુરુષોત્તમનો કરુણાભર્યો વાસ છે. આ સાધુની પરોપકારી અને ધાર્મિક સમૃદ્ધિ જોતાં કુબેર પણ તેની પાસે ઝાંખો લાગે છે. દયાનો સમૃદ્ધ, ગરીબનો બેલી, નોધારાનો આધાર હોવા છતાં પણ માન-મોટાઈનો એને કદી સ્પર્શ પણ થયો નથી.

તેના વચનમાં વશીકરણ છે, નેત્રમાં સદા કરુણાના ભંડાર છે. ભગવાન સ્વામીનારાયણના જળરૂપી હિમાલયમાં તેનું હૃદય ગળી ગયું છે. કાગ કહે છે કે એના ચારિત્ર્ય, શીલ અને જીવનનું ચિત્ર કાવ્યમાં લખવા મેં મહેનત બહુ કરી પણ મારી કલમ નાની પડી. અક્કલ ઊંઘવા લાગી ને ભાવ ભોંઠો પડ્યો. કેટલો અમાપ !

# જોટો નથી

(સંત મળે તો – એ રાગ)

અમને જોગીડા જતિનો જોટો
 ક્યાંય ના મળ્યો,
ક્યાંય ના મળ્યો પણ એને
 કોઈએ ના કળ્યો.
હસતાં મુખલડાં જેનાં, વસતાં છે નેણલાં ને;
સાહેબીથી કુબેરનો ગરવ ગળ્યો – અમને (૧)
દયાના સાગરિયા પોતે, નબેલીનો બેલી;
નોધારનો આધાર સાધુ કદી ના ચળ્યો – અમને (૨)
વેણમાં વશીકરણ ને નેણમાં કરુણા;
જેનો રુદિયો રટણ કરે હેમાળે ગળ્યો – અમને (૩)
'કાગ' હું હાલેલો તેને કલમેથી માપવા;
દેખીને દીદાર ઝટ હું પાછો વળ્યો – અમને (૪)

# ૪૯. અક્ષરમંદિર

હે સંત ! આપ અક્ષરમંદિર ખોલો, પુરુષોત્તમ એવા નારાયણ ભગવાનનાં દર્શન કરવાં છે. ધર્મપિતા અને ભક્તિમાતાના પુત્ર, ભગવાન સહજાનંદને નીરખવા છે.

હે યોગી ! આપની કૃપાથી મને શ્રીકૃષ્ણમાં લગની લાગી છે. સંસારનાં સર્વ ક્ષણિક સુખ કડવાં લાગવા માંડ્યાં છે; સત્ય, અસત્યના ભેદ બતાવતી વિવેકબુદ્ધિ જાગી છે, પણ આ બધાનું મૂળ તો એ છે કે,

'બિનુ હરિકૃપા મિલહી નહીં સંતા' (રામકથા)

મહારાજની દયા વિના, આપ ક્યાંથી મળો ?

મનરૂપી દર્પણનો અવિદ્યારૂપી મેલ ધોવાઈ જવાથી નારાયણ હૃદયમાં દેખાવા લાગ્યા પણ બીજી જગ્યાએથી કાચમાં કોઈ દેખાય તેમ.

આ મહારાજની અવતારલીલા અધર્મને સંહારવાની નહિ, પણ તેને ધર્મમાર્ગે વાળવાની છે.

એ જ સહજાનંદ મહારાજની કૃપાથી, યોગીજી મહારાજનાં દર્શન થયાં, પાપરૂપી તણખાને ઠારી દીધો નથી, પણ પુણ્યરૂપી હુતાશનમાં મેળવી, પુણ્યરૂપી બનાવી દીધો.

# અક્ષર મંદિર

(આવ્યું'તું સપનું એક – એ રાગ)

હવે તમે અક્ષર મંદિરિયાં ઉઘાડો,
પુરુષોત્તમને પેખવા;
ભક્તિની કૂખે જે જાયો રે,
દયાળુને દેખવા.
લટકાળાની લગન લાગી રે,
સંસાર ખારો ઝેર રે;
વૃત્તિ વિવેકે ગઈ જાગી રે,
મા'રાજ કેરી મે'ર છે – હવે તમે (૧)

મનડાના મેલ ધોવાણા રે,
દરપણ ચોખાં દીસતાં;
પડિયો એમાં જો પડછાયો,
આછું આછું ભાસતાં – હવે તમે (૨)

એણે લીધો અવતાર રે,
ધરમ ને જિવાડવા;
અધરમને પાછો વાળી,
ધરમ પંથે દ્વાળવા – હવે તમે (૩)

'કાગ' પર કરુણા કીધી રે,
જોગી સંગે મેળવ્યો
તણખાને દીધો નથી ઠરવા;
અગનિ અંગે ભેળવ્યો – હવે તમે (૪)

# ૫૦. ધોબી

એક સંતરૂપી ધોબી વ્હેલી સવારે ઘરોઘર ફરે છે અને સાદ પાડે છે, "ધોવાનાં મેલાં કપડાં હોય તે લાવો અને ધોઈને લાવ્યો છું એ ગણી લ્યો. જે કપડાં ધોયાં છે એની મજૂરી સાથે લઈને આવજો. હું ઉધારા કરતો નથી, તેમ નામું પણ લખતો નથી. મારી મજૂરીના પૈસા એટલે પહેલાં ઊજળો આચાર પાળો – ના'વું, ધોવું, સેવા, પૂજા અને આખા વહેવારમાં ચોખ્ખાઈ, પછી ભૂંડા સંકલ્પનો ત્યાગ – કોઈને શાપ, કોઈનું ખરાબ થાવ, કોઈની ચાડી, સ્નેહમાં વેર કરાવવું, આ બધાં મહાપાપ છે. કદી ખોટું બોલવું નહિ અને ધીરજનો ક્યારેય પણ ત્યાગ કરવો નહિ, કોઈ ધર્મનું મંદિર જોઈ તમારા ઇષ્ટદેવને સંભારી એનું માન કરજો. કડવા કે ભૂંડા શબ્દ તો ક્યારેય ન બોલજો. કોઈ હીણભાગી, કોઈ અનાથ, કોઈ અપંગ, કોઈ નિરાધાર, કોઈ ત્યજાયેલ, કોઈ પાપી અને કોઈ ભૂલેલાંને તમારી ભક્તિનું દાન કરજો."

આ ધોબી ઘેર ઘેર કહે છે કે "હું તમારા માટે નથી આવતો પણ મને ક્યાંય મલિનતા ગમતી નથી, માટે મારા સ્વાર્થે આવું છું. મારી માગણી એટલી છે કે મેલાં ખોળિયાં આપો, ઉપર માગી તે મારી મજૂરી છે." આ છે આપણા સંત યોગી.

# ધોબી

(આવ્યું'તું સપનું એક – એ રાગ)

ધોબીનો પડિયો વે'લો સાદ રે,
વસ્તર મેલાં લાવજો;
ધોયેલાં ગણીને લઈ જાજો,
ઊઠી વે'લા આવજો.
વળતર સાથે લઈને આવો,
ઉધારા હાલે નઈં;
રોકડિયો છે વે'વાર
નામાં લખાશે નઈં – ધોબીનો (૧)

પે'લાં આચાર પાળો રે,
વિચારને સુધારજો;
જીભેથી જૂઠાં ન બોલો રે,
ધીરજ રૂડી ધારજો – ધોબીનો (૨)

દેવળ દેખીને નમજો રે,
ભૂંડાં ન ભાખજો;
અપંગ અનાથ અભાગી,
માથે મે'ર્યું રાખજો – ધોબીનો (૩)

'કાગ' એ ધોવાની મજૂરી,
બીજું કાંઈ લેતો નથી;
ઘર ઘર ધોબીડો બોલે,
મેલને સ્હેતો નથી – ધોબીનો (૪)

# ૫૧. મંદિર ખોલો

હે સંત યોગીજી ! તારી પાસે હૃદયના કમાડ ઉઘાડવાની ચાવી છે. એનાથી ઘણા દિવસનાં બંધ બારણાં ઉઘાડી અંદરનો કચરો વાળી આપો, આમ પવિત્ર બનાવી પછી કાયમ મને સાથે રાખો.

કૂડ, કપટનો આત્મા પર પડેલો પડદો ચીરી નાખો અને મારાં મસ્તક પર, જેમ સહજાનંદ ભગવાનને બ્રહ્માનંદ સ્વામીને માથે હાથ મૂક્યો હતો, એમ આપનો હાથ મૂકો.

હે મહારાજ ! જાણવા છતાં માયાના અઘોર પૂરમાં ઇચ્છા વિના તણાઉં છું. આ માયાનાં ડોળાં પાણીમાં મને તારવા આપ હોડી બનો. કારણ કે હવે હું નિષ્કપટ બન્યો છું અને નિષ્કપટ સેવકને સદા તારી લેવો એ સ્વામીનો ધર્મ છે.

હવે તો એકાંતિક અને દિવ્ય ભક્તિ આપો કે સુંદર શ્યામનું સ્મરણ કરું. એમાં મને કોઈ વિઘ્ન ન આવે એટલી યાચના કરું છું.

# મંદિર ખોલો

(આવ્યું'તું સપનું એક – એ રાગ)

માંહેલા મંદિરિયાને ખોલો રે,
કૂચી તારા હાથમાં;
અવગણ સઘળા વાળી નાંખો,
સદ્ય રાખો સાથમાં.
કૂડ કેરો પડદો કિપા નાથ રે,
તમે ચીરી નાખજો,
હેતેથી મેલો માથે હાથ રે,
શરણે જોગી ! રાખજો – માંહેલા મંદિરિયાને (૧)

આવ્યાં છે માયા કેરાં પૂર રે,
એમાં નિત નાઉં છું,
વેનમાં લોઢે લેવાણો રે,
તણાણો હું જાઉં છું – માંહેલા મંદિરિયાને (૨)

ડોળાં પાણી પડજો રે,
બનજો મારી નાવડી,
કપટ વિનાનાને ઉગારો રે,
પકડો સ્વામી ! બાવડી – માંહેલા મંદિરિયાને (૩)

એકાંત ભગતિ મને આપોરે,
સમરું સુંદર શામને,
'કાગ' કોઈ વિઘન આવે રે,
વિસરું નઈં નામને – માંહેલા મંદિરિયાને (૪)

# ૫૨. કૂંચી નથી

મનમંદિરમાં શ્રીજી મહારાજને પધરાવી એક યોગી ચાવી લઈને ચાલ્યો ગયો છે. એ ગયો તે ગયો. અનાચાર રૂપી ચોર ચોતરફ આંટા મારે છે. તાળું તોડવા મહેનત કરે છે. પણ ઉપાય ફાવતો નથી. આખી રાત મહેનત કરી પણ કમાડ તૂટ્યાં નહિ.

ઘરમાં થાપેલી વસ્તુ બહાર આવી શકતી નથી અને કોઈ અંદર દાખલ થતું નથી. આ તો સંતે પધરાવેલ ગુપ્ત ધન છે.

આ સંત કાર્યક્રમ વિનાનો પણ ઓચિંતાનો આવી જાય છે. એની ટેવ પ્રમાણે તાળું ખોલી અંદર આંટો મારી જાય છે. તેમાં ઉપરથી કાંઈ મેલ ભરાણો હોય તો પોતાના હાથે સાફ કરી પાછું તાળું દઈને જાય છે. આ સંતના ઉપકારનું વર્ણન થાય તેમ નથી, તેમ મનથી કલ્પી શકાય તેમ પણ નથી. કાંઈ પણ ભેદભાવ વિના એની કૃપાનાં મોતીનો વરસાદ વરસતો રહે છે.

# કૂંચી નથી

(આવ્યું' તું સપનું એક – એ રાગ)

કૂંચી વિનાનાં કમાડ રે,
કોઈથી ઊઘડશે નહિ;
ચાવી લઈ ગયો એક સંત રે,
જોગી પાછો જડશે નહિ.
ખંભાતી દઈ દીધાં રે,
તાળાં એ તૂટે નહિ;
રાતે ચોર અકળાણા રે,
સાંકળથી છૂટે નહિ – કૂંચી વિનાનાં (૧)

ઘરમાંથી બહાર ન આવે રે,
ઘરમાં બીજું નો ઘરે;
મા'રાજે જ્યાં જ્યાં મેલ્યું રે,
કોઈથી બીજે ના ફરે – કૂંચી વિનાનાં (૨)

ઓચિંતો સાધુ ક્યારેક આવે રે,
આંટો મારી જાય છે;
ઓરડો આખો તપાસે રે,
વાસીદાં વાળી જાય છે – કૂંચી વિનાનાં (૩)

એના એવા ઉપકાર રે,
જોતાં જણાશે નહિ;
'કાગ' એની મે'યુંનાં મોતીડાં રે,
ગણ્યાં ગણાશે નહિ – કૂંચી વિનાનાં (૪)

# ૫૩. જીવ ભૂલ્યો

કાગ કહે છે કે હીણભાગી જીવ ! તું સંબંધ બાંધતાં ચૂકી ગયો છો. મોટો કહેવાતો શેઠિયો પણ એ મૂડી વિનાનો છે. તારી થાપણ ત્યાં ખોટી થાશે, થોડા વખતમાં એ ઊંધી પાઘડી મૂકી અને દેવાળું કાઢશે. તને ઓળખાણ આપનારો ઘડીક રોશે, કકળાટ કરશે, પણ તારી મૂડી ગઈ સમજજે. પોતાને તરતાં આવડતું નથી એવા તરૈયા (દંભી)ની કેડે તું બેઠો, એને વિશ્વાસે પાણી તરવા ચાલ્યો, પણ એ પોતે જ ડૂબવા લાગ્યો અને તું પણ ડૂબી જઈશ (ચારિત્ર્યહીણા).

ગીરના મોટા જંગલમાં, ખોટા ભોમિયાને સાથે લઈને તું ચાલ્યો છો, તે તો તને સાવજની બોડમાં જઈને ઊભો રાખશે. (ધુતારા)

જેની હોડી તૂટેલી છે, જેનો સઢ ફાટેલો છે, જેને સુકાન ચલાવતાં ફાવતું નથી, આવી ભયંકર હોડીમાં તું બેઠો, જેથી પૈસા અને જીવ બેઉ ગયા. (લૂંટારા જેવા) બધા જ માણસ જેવો, બધા સમૂહ જેવા વેપારવાળો, આ યોગીજી મહારાજ ભવસાગરનો સાચો ભોમિયો છે. તું એનો આશ્રિત થા.

# જીવ ભૂલ્યો

(ઊડી જાવ પંખી – એ રાગ)

જીવડા ! ભૂલ્યો બાંધતા નાતો રે,
ભૂલ્યો બાંધતા નાતો;
અભાગી ! ભૂલ્યો બાંધતા નાતો રે જી...
મૂડી વિનાનો મફત રળવા, ખોટો શેઠિયો થાતો રે જી...
દિવાળું કાઢી પાઘડી ફેરવે, આડતિયો અકળાતો – જીવડા ! (૧)
તરતાં ના'વડે બને તરૈયા, પૂર વટાવવા જાતો રે જી...
તારવાવાળો ડૂબવા લાગ્યો, આશ્રિત લોઢે લેવાતો – જીવડા ! (૨)
ભોમિયો જાણી લીધેલો ભેળો, મારગમાં મૂંઝાતો રે જી...
અવળે મારગે મેલ્યા ઉપાડી, સામો સાવજ ભટકાતો – જીવડા ! (૩)
ટંડેલ ધારી બેઠો હોડીમાં, નો'તો કિનારો કળાતો રે જી...
દાણ દીધાં ને જીવડો દીધો, સાગર-તળિયે સમાતો – જીવડા ! (૪)
હરતોફરતો માનવી જેવો, 'કાગ' કે સંત કળાતો રે જી...
ભવસાગરનો સાચો ભોમિયો, જોગી એક જણાતો – જીવડા ! (૫)

# ૫૪. અકળાશે

કાગ કહે છે કે આ યોગી નીચેના પ્રસંગો પડતાં બહુ અકળાય છે.

આગળ અને પાછળ બંને રીતે જ જુદા સ્વભાવવાળા છે, જેના રંગ, સિદ્ધાંતોનો કોઈ પાયો નથી, જે અભક્ષ્ય ભક્ષ્ય કરનારા હિંસક પ્રાણી જેવા છે, જે પૈસાને લોભે, લોભીને કરણ, લંપટને ભીષ્મ, રાવણને રામ કહીને એનાં વખાણ કરે છે. ભગવાનને પણ છેતરવાનાં ગીતો ગાઈ રહ્યો છે, એવા કોઈ ગાયક કે કવિ, જેના કાન નિંદા સાંભળી મલિન થઈ ગયા છે, જેની આંખ ન જોવાનું જોઈને મેલી થઈ ગઈ છે, જેની જીભ ખોટું બોલી બોલીને બળદના કાંધ જેવી થઈ ગઈ છે, જેનું મન કાળું ધબ બની ગયું છે, જેનો આતમારામ ધૂંધળો થઈ ગયો છે. એવા જ્યારે કપટથી નમે છે અને આવા પ્રસંગો આવાં મેલાં માનવી ઊભા કરે છે ત્યારે આ સંત અકળાય છે. છતાં એના પર પણ કરુણા લાવી એને ઘેર જઈ એના પર ઉપદેશનું અમૃત છાંટે છે; ઘૃણા નથી કરતો.

# અકળાશે

(ઊડી જાવ પંખી – એ રાગ)

અમારો જોગી ત્યારે અકળાશે,
સાધુ ત્યારે અકળાશે.
બેરંગાને વળી બહુરંગા, નો ખાવાનાં ખાશે,
પાય પડે ને મુખ મરોડે, ભાગ્યહીણાં ભટકાશે
– અમારો (૧)

લક્ષ્મીલોભે હરિનાં જૂઠાં ગીત બનાવીને ગાશે રે જી;
મનમાં બીજું મોઢે બીજું, એવા આવી અફળાશે
– અમારો (૨)

કાન છે કૂડિયા, આંખડી મેલી, જીભ જૂઠી ગુણગાશે;
મનનોમેલો, માયાનો ઘેલો, એવા હાથ જોડીને હરખાશે
– અમારો (૩)

દયાનો દરિયો, કિરપાનો કૂપો, દુખિયાં દેખી દુઃભાશે રે જી;
'કાગ' કરીને ઝાઝી કરુણા, એનેય આંગણે જાશે
– અમારો (૪)

# ૫૫. દેતો

આ યોગી તો સદાયે મેઘની માફક કોઈની કંઈ પણ આશા રાખ્યા વિના સાવ મફત આપ્યા જ કરે છે. નીતિ, જીવવાની રીત, નમ્રતા, વિવેક, આખો દી' યોગ્ય પાત્રોને આપ્યા જ કરે છે. સંસારમાં સુખી કેમ થવાય એ કળા પણ આપે છે. જગતમાં જ્ઞાન મળે છે પણ દૃષ્ટિ મળવી મુશ્કેલ છે. આવી કીમતી દૃષ્ટિ અને આરોગ્ય પણ આપ્યે જ જાય છે. કારણ કે એનો જન્મ બધાને દેવા માટે છે. પોતાના જીવનથી એ બીજાને કહે છે કે 'આપીને ભોગવો, ગીધ ન બનો, દઈને કાંઈ પાછું ન માગો.' એ ભેદભાવ રાખ્યા વિના, નાતજાતનાં બંધનો રાખ્યા વિના આપ્યે જ જાય છે. કાગ અને હંસ બંનેને આપે છે.

આ યોગી સદાશિવની મૂર્તિની જેમ એટલું આપે છે કે લેનારો લેતાં થાકી જાય છે.

# દેતો

(ઊડી જાવ પંખી – એ રાગ)

જોગીડો દેતો દેતો ને દેતો રે જી,
એનો કાંઈ ન બદલો લેતો રે જી;
દયાળુ દેતો દેતો ને દેતો રે જી.
નીતિ દેતો, રીતિ દેતો, દઈને કંઈ નવ કહેતો રે જી,
વિવેક દેતો, વિનય દેતો, આખો દી દેતો દેતો
– જોગીડો (૧)

સંસાર કેરાં સુખડાં દેતો, બીજા ભવનું કે'તો રે જી,
દૂધ દેતો, દીકરા દેતો, પોતે દુઃખડાં સ્હેતો
– જોગીડો (૨)

દષ્ટિ દેતો, પુષ્ટિ દેતો, દેવા જનમિયો એ તો રે જી
શીખવતો એ દાન દેવાનું,લેવાનું કાંઈ નવ કહેતો રેજી
– જોગીડો (૩)

'કાગ' ને દીધું હંસને દીધું; ભેદની વાત ન કહેતો રે જી,
ભોળો શંકર એટલું આપે, લેનાર થાકી રે'તો
– જોગીડો (૪)

## ૫૬. મરમાળાં મુખ

સુંદર મર્મને જાણવાવાળા હે સંત યોગી ! તારું મુખ અપાર મર્મથી ભરેલું છે. તારા આશ્રિત જનોના કંજૂસાઈના કાદવને તેં ધોઈ નાખ્યા છે. એનાં મન આજે ઉદાર બન્યાં છે. જગતને ઉદાર આત્માની જ જરૂર છે.

મોટી કોદાળી લઈને તારા આશ્રિતોના હૃદયખેતરમાં આસુરી જાળાં (બોરડી વગેરે) ખોદી નાખી એ જમીનમાં તેં આંબા રોપી દીધા ને એનાં ફળ પણ આવવા લાગ્યાં છે. (ભક્તિ)

હે યોગીજી ! તું તો ક્ષીરનો મહાસાગર છો. તારે કાંઠે હંસો અને બગલાઓ બન્ને બેઠા છે. હંસલા મોતી ચણી રહ્યા છે, બગલા માછલી પકડી રહ્યા છે.

# મરમાળાં મુખ

(ઊડી જાવ પંખી – એ રાગ)

બાવાજી ! તારાં મુખડાં મીઠાં મરમાળાં રે જી...
મુખડાં મીઠાં મરમાળાં, બાવાજી ! તારાં.
મુખડાં મીઠાં મરમાળાં રે જી...

કાદવ ભરિયા કંજૂસાઈના, મન હતાં જેનાં કાળાં રે;
કીચડ ધોયા, કાદવ ધોયા, એનાં રુદિયાં કીધાં રૂપાળાં.
બાવાજી (૧)

તારા તપનો દીવડો પ્રગટ્યો, ભૂંડાં બન્યાં ભાગ્યવાળાં;
ભવોભવના ભીતર ભરિયાં ટળ્યાં અંધારાં કાળાં.
બાવાજી (૨)

હાથમાં લીધી મોટી કોદાળી, સૂડી નાખ્યાં જાળાં રે જી;
એના ખેતરમાં આંબો રોપ્યો, એણે ફળ ખાધાં રસવાળાં.
બાવાજી (૩)

દૂધનો દરિયો હરિયોભરિયો, બગલા હંસલાવાળા રે જી;
'કાગ' એકને માછલી મોંમાં અને બીજાને મોતી રૂપાળાં.
બાવાજી (૪)

# ૫૭. વનની વાટે

અહો ! કેટલો દંભ, કેટલું કપટ ને કેટલું પાપ ! અમે ભગવો વેશ કરી ખાવાનું છોડી ફળાહારી બન્યા, મોટાં જંગલો ફર્યાં, ખોટાં જપતપ કર્યાં, અઘોરપંથની કૂડી ઉપાસના કરી, પશુ જેવાં ભોળાં માનવી અમને પૂજવા લાગ્યાં, સૂરજના ધોમ તાપમાં પંચધૂણી તાપ્યા, ઊંધે માથે લોઢાની સોપારી માથે માથું મૂકી ખૂબ લટક્યા, હજારો લોકો અમારે દર્શને આવવા લાગ્યા, કંઈકને દીકરા આપ્યા, લાખો રૂપિયા માનતાના આવવા લાગ્યા, કંઈકનું ધનોતપનોત થઈ જાવ એવા શાપ પણ આપ્યા. આત્માને, લોકોને અને ઈશ્વરને બધાને છેતર્યા. આ બધાં પાપનો અગ્નિ ભીતર બાળી રહ્યો હતો, ક્યાંય સુખચેન મળતું ન હતું.

કાગ કહે છે કે આવા પ્રપંચમાં ફસાયેલ એવા જીવોને તારવા એક યોગી આવ્યો. મંતરતંતર છોડી દઈ અને શ્રી ઘનશ્યામના ચરણે મન જોડી દીધું. આનંદ આનંદ.

**"જેહિ નામ આધા ગયંદ સાધા જલ અગાધા અંતરે,**
**જય રમન રાધા મિત્ર માધા હરન બાધા શ્રીહરિ"**

(બ્રહ્માનંદજી)

# વનની વાટે

(વગાડે રૂડી વાંસળી – એ રાગ)

લીધી અમે વનરા કેરી વાટું,
ભગવા વેશ ધર્યા રે જી;
અનના છોડ્યા આ'ર કે,
જંગલ બહુ ફર્યા રે જી...
જપ ને તપિયા તપ કે,
અઘોરી પંથ પાળિયા રે;
પશુમાં ખૂબ પૂજાણા,
વરસ કંઈ ગાળિયાં રે જી... લીધી અમે વનરા (૧)
સૂરજ કેરી સગડીએ,
ધૂણી ધખાવતા રે જી;
ભુંગર તપસ્યા ભાળી,
દર્શને સહુ આવતા રે જી... લીધી અમે વનરા (૨)
એને દીધાં અમે વરદાન,
જોડ જોડ દીકરા રે જી;
માનતા આવવાને માંડી,
ભીતર બળે ડુંગરા રે જી... લીધી અમે વનરા (૩)
અમને માનતા નો'તા,
એને લાખ લાખ શાપ દીધા રે જી;
સોનાને બદલાવી,
કથીરને વો'રી લીધાં રે જી... લીધી અમે વનરા (૪)
'કાગ' એક અચિંતો બાવો આવ્યો,
મંતર મેલી દીધા રે જી;
ઘનશામના ચરણોમાં,
જીવને જોડી દીધા રે જી... લીધી અમે વનરા (૫)

# ૫૮. યોગીને ઝૂંપડે

આવો આવો સત્સંગી ! આવો, ઊજળા આચારવાળા અને ઊજળા આત્માવાળા આવો. ભક્તિના રસિયા, મહારાજ તમારી વાટ જુએ છે, દુખિયાંનાં દુઃખની વેદનાથી સંત પીડાય છે. આવા એક જ દઢ નિશ્ચયવાળા, દઢ વિશ્વાસવાળા, આવો આવો. શ્રી સ્વામીનારાયણના આશ્રિત જનો ! અનન્ય ભક્તો ! આવો. હરિથી વિમુખ બનેલા એવા ભવરોગીઓને પણ લેતા આવજો. જે નુગરા અને નફટ છે એને સત્સંગમાં કાંઈએ રસ નથી, ભગવાનનો ભરોસો નથી, એનું કામ નથી.

પણ અધિકારી ભક્તજનોની યોગીજી મહારાજ એવી વાટ જુવે છે કે રાતે સૂતા પણ નથી. તમારી વાટ જોતાં જોતાં આ સંતની પીરસેલી થાળી પણ ઠરી જાય છે.

# યોગીને ઝૂંપડે

(વગાડે રૂડી વાંસળી – એ રાગ)

આવજો ઊજળા આતમવાળા !
જોગીને ઝૂંપડે રે જી;
આવજો ઊજળા આચારવાળા,
બાવાજીને બેસણે રે જી...
આવજો ભગતિ કેરા ભોગી !
જોગી વાટ જુએ રે જી;
બીજાં બધાં દુખિયાં દીનને દેખી,
અવધૂત રુદે રુવે રે જી... આવજો–(૧)

આવજો રુદાના એક જ રંગા !
સુસંગી આવજો રે જી;
આવજો શ્રીજીના સ્નેહવાળા,
બીજાને સાથે લાવજો રે જી... આવજો–(૨)

આવજો વે'લા સદ્દગુરુવાળા !
નુગરાને નેડો નથી રે જી;
એ તો જોગીને ઝૂંપડે ના'વ્યા,
હરિનો હેડો નથી રે જી... આવજો–(૩)

'કાગ' જોગી ! જુએ તમારી વાટ કે
આંખે ઉજાગરા રે જી;
આવતાં એટલી વારું લાગી,
પીરસેલા થાળ ઠર્યા રે જી... આવજો–(૪)

# ૫૯. ગઢડા ગોકુળ

હે મહારાજ! તને પહેલાં ગોકુળથી દ્વારકા ગમ્યું હતું, હમણાં છપૈયાથી ગઢડા ગમી ગયું છે. એમાં પણ દાદા ખાચરની ડેલી તો વૈકુંઠ બની રહી છે, વડતાળને તો વૃંદાવન કરી દીધું છે. ભીલ અને ઠાકરડા જેવા ચોર, ડાકુ, જોબનવડતાળારૂપી કુબજાને માન આપ્યું છે, શ્રીમંતોરૂપી રાધિકા તો પાછળ રહી ગયાં.

બોચાસણ તો મથુરા નગરી જેવું લાગે છે અને અટલાદરાને તેં ગોવર્ધન બનાવી દીધું છે. ગોંડળ આજે ગોલોક બની ગયું છે અને સારંગપુર તો જાણે સાક્ષાત્ સહજાનંદજીરૂપ બની ગયું છે. અમદાવાદનો ઉદ્ધાર કરવા અક્ષરપુરુષોત્તમને પધરાવી દીધા છે, મુંબઈમાં જ્યાંત્યાં જય સ્વામીનારાયણ સંભળાય છે. દાદરના મંદિરરૂપી દાદરે ચડી કંઈક સત્સંગી તને પ્રાપ્ત કરે છે.

# ગઢડા ગોકુળ

(વગાડે રૂડી વાંસળી – એ રાગ)

વા'લા ! એવું ગઢડા ગોકુળ ગામ કે
નટવર નાગર રમે રે જી;
દાદા ખાચરની ડેલી,
ગોવિંદ ! તુંને ગમે રે જી... વા'લા ! એવું (૧)

એવું વડતાળ વૃંદાવન,
રાસની લીલા કરી રે જી;
કુબજાને માન દીધાં,
રાધિકાને પરહરી રે જી... વા'લા ! એવું (૨)

બોચાસણ મથુરાને,
અટલાદરા ગિરિપતિ રે જી;
ગોંડળને ગોલોક કીધું,
સારંગપુર શ્રીપતિ રે જી... વા'લા ! એવું (૩)

તમે ઓધાર્યું અમદાવાદ,
અક્ષરને ઓરડે રે જી;
પુરુષોત્તમ પધરાવ્યા,
લોકનાં પાપ હરે રે જી... વા'લા ! એવું (૪)

મુંબઈના માળિયામાં,
સહજાનંદ શોભી ર'યા રે જી;
દાદરને દાદરેથી,
'કાગ' જીવ ચડી ગયો રે. જી... વા'લા ! એવું (૫)

# ૬૦. બાવોજી સ્વપ્નામાં

આ સંતને યોગી કહો કે ગુરુ કહો, જે કહો તે. આ યોગીમહારાજની કૃપાથી મને સ્વપ્નામાં એક સંન્યાસી આવ્યા જ કરે છે. પણ કેટલેય રૂપે આવે છે. ક્યારેક તો એ નીલકંઠ, તપ તપેલો હાડપિંજર જેવો દેખાય છે. ક્યારેક તો લોજ ગામમાં સંતમંડળમાં વાતો કરતો દેખાય છે પણ ગોપીનાથ ગોપીનાથ જપ્યા કરે છે, ક્યારેક તો મોટા સર્પની પથારી કરેલો, સૂતેલો દેખાય છે.

ક્યારેક વિકરાળ રૂપે નૃસિંહની ઝાંખી થાય છે, ક્યારેક ચિત્રકૂટમાં રામ સ્વરૂપે દેખાય છે. ક્યારેક પંચવટીમાં ધનુષધારી કપટમૃગ પાછળ દોડતો દેખાય છે, તો ક્યારેક મંદરાચળને પીઠ પર ધરતો મહાન કાચબો દેખાય છે. કોઈ વખત દેવોને અને જગતને બચાવવા ભોળોનાથ ઝેર ગટગટાવતો ભાસે છે. એક વખત તો નાનો વામન બળિને માગીને મહાન વૈરાટ બનેલો જોયો. એક દી' સ્વામીરૂપે જોયો. ત્યારથી મારો ભ્રમ ભાંગી ગયો કે આ બધા ચોવીસ અવતારનો સ્વામી છે.

## બાવોજી સ્વપ્નામાં

(વગાડે રૂડી વાંસળી – એ રાગ)

બાવો મને કાયમ સ્વપ્નામાં આવે,
નારાયણ હરિ બોલે રે જી;
બાવોજી હળવે કૂંચી લગાવે,
હઈડાનાં તાળાં ખોલે રે જી...
ક્યારેક હાડના માળખા જેવો,
કે નીલકંઠ તપ તપે રે જી;
ક્યારેક લોજમાં ગોઠડી કરતો,
ગોપીનાથ મુખ જપે રે જી... બાવો મને (૧)

ક્યારેક સાપની પથારીએ સૂતો,
ક્યારેક નૃસિંહ લાગે રે જી;
ક્યારેક ચિત્રકોટમાં સ્વામી,
મૃગની પાછળ ભાગે રે જી... બાવો મને (૨)

ક્યારેક માછલા ને કાચબા જેવો,
ક્યારેક વિરાટ દીસે રે જી;
ક્યારેક દરિયાનાં ઝેર પીતો,
કે ભોળો શંકર હસે રે જી... બાવો મને (૩)

ક્યારેક વામન બળિને માગે,
'કાગ' મારી ભ્રમણા ભાંગી રે જી;
એક દિવસે સ્વપ્નામાં દીઠો,
ત્યારથી લગની લાગી રે જી... બાવો મને (૪)

# ૬૧. યોગી લુહાર

હે યોગીજી મહારાજ ! તું તો મોટો લુહાર છો. તેં તોપગોળા, ભયંકર તલવાર, આ બધાં જ હિંસક હથિયારોને ગાળીને એમાંથી જગતને બચાવવા કોશું, કોદાળિયું વગેરે ખેડૂતનાં ઉપયોગી સાધનો બનાવવા લાગ્યો છો. લાખો ચરખા, રેંટિયાના સામાન, લોખંડી ચિચોડા, નાનાં ધૂળ-માટી ઉપાડવાનાં છબલાં ઘડી નાખ્યાં કે જેમાંથી કોટિ કોટિ માનવીઓને રોજી રોટી મળી રહે છે. મકાનો માટે ખીલા, સોયું, રેંટિયાની ત્રાકું, દૂધ, છાશ માટે પળી, પાવળાં ઘડી નાખ્યાં. હળ, દંતાળ અને વાવણિયાનાં ડાંડવાં પણ ઘડી નાખ્યાં; જેમ લોઢાનાં ઘડતર બદલ્યાં, તેમ દુરાચારી જીવોને પણ ઘડી ઘડીને સદાચારી બનાવ્યા. આ બધા જ ઘડતરમાં બળદને ગોદો મારવાની, પરોણામાં નાખવાની એક આર ન ઘડી પણ છેવટના સરંજામમાં હે સંત ! તેં તંબૂરાના તાર પણ ઘડ્યા. આખી ઉત્પાદક શક્તિનો વિકાસ અને હિંસક શક્તિનો હ્રાસ.

# યોગી લુહા

(ભજનનો વેપાર – એ રાગ)

બાપા ! તુંને નમું જોગી લુહારજી...
તું છો આખા દેશનો તારણહાર.
તોપું ગાળી, ગોળા ગાળ્યા, ગાળી તીખી તલવાર;
કોશું ઘડિયું, ઘડી કોદાળી, જીવનનાં હથિયાર – (૧)
ચરખા ઘડિયા, ઘડ્યા ચિચૂડા; ઘડ્યાં છબલાં અપાર જી;
બળદિયાને ઘોંચવાની એક ઘડી નહિ આર – (૨)
ખીલા ઘડિયા, સોયું ઘડિયું, ત્રાકું ઘડી વિણપાર;
પળી ઘડી, ઘડ્યાં પાવળડાં, વાવણિયાની વણજાર – (૩)
લોઢાં ઘડિયાં, માનવ ઘડિયાં, બદલી દીધા અવતાર જી;
'કાગ' છેવટ ઘડ્યા રૂપાળા તંબૂરાના તાર – (૪)

# ૬૨. બાગ

અત્યારે તો આ બગીચો યોગીજીનો જ કહેવાય છે. આ બગીચામાં મેરુપ્રસાદ જેવાં મંદિરો એ મોગરાં છે. અક્ષરપુરુષોત્તમરૂપી ગુલાબ અને કેવડાનું મિલન છે, યજ્ઞપુરુષરૂપી ચમેલીવેલ્ય તો સાગરપાર પહોંચી છે. સ્વામી બ્રહ્માનંદજી એનો પાણતિયો છે, ગોપાળાનંદજી બાગનો માળી છે, મુક્તાનંદજી તો કોસ હાંક્યા કરે છે અને અમૃતપાણી બગીચાને પાય છે.

પ્રાગો[1], જાગો[2] અને અદા કરસનજી આ બગીચાના ત્રણ-ચાર રખોપિયા છે (ટોયા). આ બાગ તો સ્વામી સહજાનંદ મહારાજનો છે. આ સ્વામીનારાયણના બગીચામાં યોગીજીરૂપી વૈશાખ આવવાથી આંબે કેરિયું પાકવા લાગી છે. એના ભોગી આવો, આંબા વેડો અને રસ પીઓ.

---

૧. ભગતજી મહારાજ ૨. જાગા સ્વામી

## બાગ

(ભજનનો વેપાર – એ રાગ)

ભાઈ ! એવો – બાવાજીનો બાગ,
બાવાજીનો બાગ;
ભરિયો સૌરભનો સુહાગ.

મંદિર રૂપી મોગરો મ્હેકે, અક્ષર ફૂલ ગુલાબ;
પુરુષોત્તમ એ કેવડિયો છે, એનો અમને રાગ.
– ભાઈ એવો (૧)

યજ્ઞપુરુષની વેલ ચમેલી, પોં'ચી સાગરપાર;
બ્રહ્માનંદ એનો પાણતિયો છે, માળીડો નંદ ગોપાળ.
– ભાઈ એવો (૨)

મુક્તાનંદ એ કોસ કાઢે, અમૃત કેરી ધાર જી;
આ બગીચો શોભી ઊઠ્યો, એનો સહજાનંદ સરદાર.
– ભાઈ એવો (૩)

પ્રાગો ને જાગો અદા કરશન, ટોયા છે ત્રણ-ચાર જી;
'કાગ' ઉનાળે આવ્યા આંબા, વેડો વેડણહાર.
– ભાઈ એવો (૪)

# ૬૩. અત્તરિયો

આ યોગીજી મહારાજરૂપી અત્તરિયાનાં હાટ છે. હે લોકો ! આ અત્તરની કિંમત અણમૂલ છે. એની ઓળખવાળા પણ થોડા છે. આ અત્તર તો એક એક ફૂલ ચૂલે ચડ્યા પછી બન્યું છે. (તપત્યાગ) ચમેલી, મોગરો, કેવડો, ગુલાબ, હિનો આ બધાં બળી બળીને ખાખ થયાં પછી બન્યું છે. આ અત્તર (સૌ સંતો) કોઈને ત્યાંથી ઉછીનું લાવવામાં આવ્યું નથી, તેમ વ્યાજ આપી ઉધારે ખરીદવામાં પણ આવ્યું નથી, કોઈના ઘરમાંથી ચોરી પણ લીધું નથી. આ અત્તર તો ગોપીનાથ શ્રીજી મહારાજ, ઘનશ્યામના ઘરનું છે.

આગળના અને હાલના સાધુઓરૂપી ફૂલડાંનાં તપ છે અને મહાઅગ્નિ ભરેલ સ્વામીનારાયણને ચૂલે ચડી, પાકીને અત્તર નીકળ્યું છે. આ ફૂલડાંને વૈરાગ આવેલો અને ભગવો ભેખ ધારણ કરી લીધો છે. આ હાટડે એક યોગી બેઠો છે. એમાંથી કૃપા કરીને મને કાગને એક અત્તરનું પૂમડું આપ્યું છે.

# અત્તરિયો

(ભજનનો વેપાર – એ રાગ)

આ છે અત્તરિયાના હાટજી...
અત્તરિયાના હાટ,
એની પરખ વસમી વાટ.

વીરા મારા એની કિંમત ઝાઝી, એના કોઈક જાનનહાર જી;
ચૂલે ચડિયાં પછી બનિયાં, નથી વેચાણિયો માલ.
– આ છે (૧)

કળી કેવડો ચંપો ચમેલી, ગુલાબનો ગહેકાટજી;
મેંદી મટીને હિનો બનિયો, બીજો થયો અવતાર.
– આ છે (૨)

નથી ઉછીના નથી વિયાજુ, નથી ચોરેલ માલજી;
એક એક ફૂલડાને ચૂંટી, અત્તર કાઢ્યાં હાલ.
– આ છે (૩)

સ્વામીનારાયણના ચૂલે ચડ્યાં, ફૂલે લીધા વેરાગ જી;
હાટડે બેઠો એક જોગી મને પૂમડું આપ્યું 'કાગ'
– આ છે (૪)

# ૬૪. ઉપદેશ

સંત યોગી આ પ્રમાણે સત્સંગીઓને ઉપદેશ આપે છે. હે સત્સંગીઓ! ચાડી, ચુગલી, કુટુંબ કે ગામમાં ક્લેશ, ચોરી, હરામખોરી અને દ્વેષ આટલા દોષ સત્સંગીઓએ સદા તજવાના છે. હરિપદમાં ધ્યાન, હૃદયમાં પ્રેમભક્તિ અને મહારાજની આજ્ઞા શિક્ષાપત્રી – એ ક્યારેય પણ ભૂલવાં નહિ, સાધુઓનો સહવાસ રાખો, ભયંકરતાને જન્મ આપવાવાળો કુસંગ – તેનો ત્યાગ કરો. જે વ્યસની છે, ધન હરવાવાળો છે, જે અવળા માર્ગે ચાલનાર છે એવા ગુરુ ધારશો તો એ સીધી નરકની નિસરણી છે. ત્રણ પ્રકારની પતિવ્રતા હોય છે. એક તો અધમ છે જેને પાપમાંથી સમય મળતો નથી. બીજી મધ્યમ છે જે પુરુષ માત્રને ભાઈ સમજે છે. ત્રીજી ઉત્તમ કે જે પતિ વિના કોઈ પુરુષને દેખતી નથી. આ ભક્તિ અવ્યભિચારિણી કહેવાય છે. એક જ મહારાજ વિના બીજા કોઈનો આશરો જેને નથી તે અનન્ય ભક્ત કહેવાય છે.

# ઉપદેશ

(ભજનનો વેપાર – એ રાગ)

ભાઈ, આવો આપે જોગી ઉપદેશ જી...
આપે જોગી ઉપદેશ,
ભાઈ, એનો વૈરાગીનો વેશ:

તજો ચાડી, તજો ચુગલી, તજો કુટુંબ ક્લેશ જી,
તજો ચોરી, તજો જારી, તજો દોયલો દ્વેષ.
આવો આપે જોગી ઉપદેશજી (૧)

સંત સમાગમ સદા કરજો, તજો કુસંગ કઠોર જી,
ગુરુ કુસંગી ધારશો તો નરક મળશે ઘોર.
આવો આપે જોગી ઉપદેશજી (૨)

પતિવ્રતાનો ધરમ પાળો, બીજા નર ભાઈ-બાપજી,
અવર નરને નર ન દેખે, જપે એક જ જાપ.
આવો આપે જોગી ઉપદેશજી (૩)

હરિશરણે ધ્યાન રાખો, ઉર ધરી અનુરાગ જી,
એનું ચીંધ્યું ચૂકી ન જાશો કરવા જેવું 'કાગ'.
આવો આપે જોગી ઉપદેશજી (૪)

# ૬૫. ગોંડળમાં ગિરધારી

ગોકુળવાળો બાલકૃષ્ણ સદા સેવવાયોગ્ય છે, મોરમુકુટ જેણે ધારણ કરેલો છે. મકરાકૃત કુંડળ ઝળકી રહેલ છે. હોઠ પર બંસીનો નાદ બજી રહ્યો છે. કેડના કંદોરામાં હીરા, માણેક ઝળકી રહ્યાં છે. બાંએ બાજુબંધ શોભી રહ્યા છે. બાંધેલી ભેટમાં મોરલી બાંધી છે. અરધે માથે ચંદ્રસમાન કપાળ શોભી રહ્યું છે. નીલ કમળ સમાન આંખ્યું શોભે છે. ભમરની પંક્તિ સમાન નેણ શોભી રહ્યાં છે. બિંબફળ જેવા હોઠ અને દાડમની કાચી કળી જેવા દાંતમાં વીજળી વસી હોય તેમ લાગે છે. વ્રજભૂમિનાં ભાગ્ય તો બહુ જ સારાં પણ માતા જશોદાના ફળિયાનું વર્ણન ભગવાન વ્યાસ પણ કરી શકતા નથી.

**'માડી તારી કેટલા જનમની કમાણી રે**<br>
**નંદરાણી તારાં આંગણા રે જી.**<br>
**બાપુ એ જગતનો તારો બેટો રે**<br>
**માતાજી તારાં માગણાં રે જી' –કાગવાણી**

આજ કૃષ્ણ ભગવાને ધર્મપિતા અને ભક્તિમાતાને પેટ અવતાર ધારણ ધરી ગુજરાતને પાવન કરી દીધું છે. આ ભગવાન શ્રીજી–ઘનશ્યામનો પૂજારી યોગીજી મહારાજ કોઈ અવતારી છે.

# ગોંડળમાં ગિરધારી

(ભોમકા માગતો આવે – એ રાગ)

ગોંડળમાં ગિરધારી,
બિરાજે ગોંડળમાં ગિરધારી.
મોરમુકુટ મકરાકૃત કુંડળ,
મુખડે વાંસળી પ્યારી,
કેડ કંદોરો, બાંએ બાજુબંધ,
ભેટમાં મોરલી ધારી – બિરાજે ગોંડળમાં (૧)

અરધે માથડે કપાળ શોભે,
દાંત દાડમની કળિયું,
વ્રજ ભોમકા ભાગ્યવંતી ને,
દીપાવ્યું જ સોદાનું ફળિયું – બિરાજે ગોંડળમાં (૨)

ધરમ બાપ ને માતા ભગતિ,
છપૈયા ધામ સુખકારી,
ગઢડામાં એણે આસન વાળ્યાં,
બોચાસણ વિસ્તારી – બિરાજે ગોંડળમાં (૩)

મંદિર મોટાં આભે અડ્યાં ને,
ધજા ફરુકે ધર્મધારી,
'કાગ' કહે જોગી જનમનો,
આ પૂજારી અવતારી – બિરાજે ગોંડળમાં (૪)

# ૬૬. પ્રતિષ્ઠાનો પુંજ

સંતોએ લોકપ્રતિષ્ઠાને કિંમતી ગણી નથી. એનાથી સાધુપુરુષો દૂર છે. લોકપ્રતિષ્ઠાનો એક જ તણખો મોટા તપના વનને બાળી શકે છે. વન તો સળગી જાય પણ તપી ગયેલી એ ધરતીમાં બીજ પણ ઊગતાં નથી. સાચો સાધુ ધરતીની ઉપાસના કરતો નથી. ધન તો લોક અને ધર્મહિત માટે પડછાયા જેમ ત્યાગીની પાછળ ચાલ્યું આવે છે. એની વ્યવસ્થા તો બીજા કર્યા કરે છે. સંન્યાસીને ધન અને ચોરને અભય આપનારને નરકવાસ મળે છે.

મિલ્કતના ટ્રસ્ટી બનીને શ્રીહરિને શેઠ બનાવી સુંદર જીવન જીવો. પછી તે ત્યાગી હો કે સંસારી હો. કાગ કહે છે કે તમો બીજાને માન-આબરૂ આપો, આપ (પોતે) નિરમાની થઈ રહો. લોકનિંદા એ તો માનું ધાવણ છે. વગર પૈસે તમારાં પાપ ધોનારા નિંદકોનો કાયમ આભાર માનો.

# પ્રતિષ્ઠાનો પુંજ

(ભોમકા માગતો આવે – એ રાગ)

આ દુનિયાના લોકમાં આબરૂ જેને,
ભાઈ મારા લોપાવાની બીક તેને.
લોકમાં આબરૂ અગ્નિ તણખો,
બાળે તપના વનને,
તપેલી ભોમમાં બીજ ન ઊગે,
મૂંઝવણ આવે મનને – આ દુનિયાના (૧)

ધનના ઢગલા ઉપર બેઠો,
સાચો નથી સંન્યાસી,
ધન સાધુને અભય ચોરને,
એ નરકનો વાસી – આ દુનિયાના (૨)

મુનીમ બનીને કરે કિલોળા.
હાંસલ ખોટ દ્યો હરિને,
ભગવાંધારી કે હોય સંસારી,
સુફળ કાયા ધરીને – આ દુનિયાના (૩)

'કાગ' અવરને આપો પ્રતિષ્ઠા,
આપે એને ન પૂજો,
લોકનિંદા એ દૂધ માતાનું,
તેના પર ન ખીજો – આ દુનિયાના (૪)

## ૬૭. હૃદયમાં

હે સત્સંગીઓ ! આ યોગીનાં ચરણકમળ તમારા હૃદયમાં પધરાવો. અક્ષર પુરુષોત્તમને સતથી ઓળખી લ્યો. યજ્ઞપુરુષને શાસ્ત્રીજી કહીને બોલાવતા હતા. એના ખોળામાં જ્ઞાનજીવનદાસ (યોગી) ખેલ્યો છે. એનો આત્મા આના ખોળિયામાં આવેલ છે. આ યોગી હાલમાં દુનિયાનો પૂજ્ય છે. આ સંતને પધરાવવા હૃદયનું ઓશીકું બનાવજો. આત્માનાં આસન બનાવજો, ભક્તિભાવને વીંજણો બનાવી વાયુ ઢોળજો અને તન-મન અર્પણ કરી દેજો. કાગ કહે છે કે એના સત્સંગથી ચોરાશી લાખના ફેરા ટળે છે. શ્રી યોગીબાપાને વચને બંધાયેલા ભગવાન શ્રીકૃષ્ણ અંત ઘડીએ સાદ આપશે.

## હૃદયમાં

(કળકળમા કાચબી કૂડી – એ રાગ)

બાવાજીને આસન આપો,
રુદ્યમાં પગલાં થાપો.
સત અક્ષરને ઓળખી લેજો,
સમજી લેજો સાર રે,
પુરુષોત્તમને મંદિર પોગો,
ઓળખી લ્યો અવતાર – બાવાજીને આસન આપો (૧)

યજ્ઞપુરુષને સરવે કહેતા,
શાસ્ત્રીજી મહારાજ,
જ્ઞાનજીવન એને ખોળલે ખેલે,
સૃષ્ટિનો શિરતાજ – બાવાજીને આસન આપો (૨)

કાળજા કેરાં આપો ઓશીકાં,
આતમનાં આસન,
ભગતિ કેરો વા-વીંઝણલો,
ઓવારો તનધન – બાવાજીને આસન આપો (૩)

'કાગ' એના સત્સંગથી મટે,
લાખ ચોરાશી ફંદ,
અંત કાળે એ બાવડી ઝાલે,
બાપ છે એનો નંદ – બાવાજીને આસન આપો (૪)

# ૬૮. આવું જીવન

હે યોગીજી મહારાજ ! આપ મારા પર રાજી થયા હો તો મારું જીવન આવું બનાવો,

વૈરવૃત્તિનો નાશ થાય, જીભ સ્વાદ માટે વલખાં ન મારે, સદા આનંદ લાવે. વિખવાદની અનિષ્ટ વાતો મને સાંભળવા ન મળે. મારી નિંદા કરવાવાળા ચાડીખોરો બધાને હું ગુરુ તરીકે માનું. એને દુઃખ પડે તો હું એનો ભાગીદાર થાઉં અને પહેલી સેવા એ લોકોની કરું. મારું દુઃખ કોઈને કહેવાનો વખત ન આવે. બને તેટલાં બીજાનાં કષ્ટને કાપું. મિત્રો, મધ્યસ્થીઓ અને વેરીજનોને એકસરખાં જોઉં. કાગ કહે છે કે મારા પર ઉપકાર કરે એની સામા લાખ લાખ ઉપકાર કરું અને મારું વાંકુ બોલનારને ગુરુ માની એનો દાસ બનું.

# આવું જીવન

(કળકળમા કાચબી કૂડી – એ રાગ)

આવું મને જીવવા દેજો,
જોગી મારી પાસે રેજો.
વેરવૃત્તિ મારી વિરામ પામે,
જીભ તજે સહુ સ્વાદ,
આનંદના ઉર દરિયા રેલે,
સાંભળું ના વિખવાદ – આવું મને જીવવા દેજો (૧)
નિંદાગારા મારી ચુગલીગારા,
એ મારા ગુરુદેવ,
એની ભીડે ભાગ પડાવું
સદા કરું એની સેવ – આવું મને જીવવા દેજો (૨)
મારું સંકટ કોઈને ના કહું,
સહુનાં સંકટ ટાળું,
મિતરું દ્વેષી મધમીઓમાં,
ભેદ જરા નવ ભાળું – આવું મને જીવવા દેજો (૩)
'કાગ' મને ઉપકાર કરે એના,
લાખ કરું ઉપકાર,
જે કોઈ મારો નિંદક હોય,
એનો હું બની રહું દાસ – આવું મને જીવવા દેજો (૪)

# ૬૯. ઉકરડો

હે યોગીજી મહારાજ ! મને વરદાન આપો કે હું ઉકરડો બનું. માનવીના બધા જ મેલ તથા ઢોરનાં છાણ-વાસીદાનું ઘર બનું. મારામાં પૂંજો નાખીને સહુ ભલે પાછા ફરી જાય. ભૂખી ગાયો મારા માથે ચડીને વાસીદામાં આવેલું ઘાસ કે રાડાં ખાય તેને ખાવા દેજો. ખાતરના લોભી ખેડૂતો ! એને મારી હાંકશો નહિ.

પાવડે-કોદાળીએ કે ખંપાળી મારી સૂંડલા ભરી, ગાડીથી મને ખેતરમાં લઈ જાય એ ખેતરની ધૂળમાં હું ઓતપ્રોત થાઉં અને ભૂખ્યા માટે ઝાઝું અનાજ નિપજાવું.

કાગ કહે છે ભૂખે વલવલતાંનાં પેટમાં રોટલો થઈ અને પહોંચી જાઉં. ફરી પાછો એ જ માનવી અને ઢોરના મેલ-વાસીદામાંથી ઉકરડો બનું.

## ઉકરડો

(કળકળમા કાચબી કૂડી – એ રાગ)

મારે ઉકરડો થાવું,
બીજાથી આવું જાવું.
મેલ બધા પશુ માનવી કેરા, એને રે'વાનું ધામ;
પૂંજા નાખી ભાગતા પાછા, એનું ન મારે કામ.
મારે ઉકરડો થાવું (૧)

ભૂખી, દુઃખી કોઈ કામધેનુ મારી ઉપર રાડાં ખાય;
ખાતર કેરાં લોભિયા રે, એને હાંકશો નહિ જરાય.
મારે ઉકરડો થાવું (૨)

પાવડે સૂડે ગાડાં ભરે એને, લઈ જાય ખેતરમાંય રે;
ધૂડમાં મારાં અંગડાં ભેળું, કણ ઝાઝેરા થાય.
મારે ઉકરડો થાવું (૩)

'કાગ' ભૂખ્યાના પેટમાં પોગું, જીવન-ઓસડ થાઉં,
એ જ જીવોના મેલમાંથી હું, ફરી ઉકરડો થાઉં;
જોગી પાસે એટલું માગું, સાધુને પાયે લાગું.
મારે ઉકરડો થાવું (૪)

# ૭૦ છાંયડી*

(ગઝલ)

તપ્યાની છાંયડી થાતા,
ઠર્યાની ધાબળી થાતા;
બાળનું પારણું થાતા,શ
નમો એવા જગત દાતા. (૧)

ભૂખ્યાની ભાખરી થાતા,
તૃષાને પાણી સમ થાતા;
વૃષાની છતરી થાતા;શ
નમો એવા જગત દાતા. (૨)

અભણને અક્ષરો થાતા,
ભૂલ્યાના ભોમિયા થાતા;
દર્દીની માવડી થાતા,
નમો એવા જગત દાતા. (૩)

ડરેલાને અભય થાતા,
મરેલાને ઇંધણ થાતા,
'કાગ' એને સદા ગાતા,
નમો એવા જગત દાતા. (૪)

---

* ૭૦થી ૭૬ સુધીનાં ભજનો સરળ હોવાથી સમજૂતી આપી નથી.

# ૭૧. શૂરાને નમન

(ગઝલ)

ડરાવે કોઈ નિર્દોષી,
અમૃતમાં વિખ લઈ ભેળે;
અવરના મોતને ભેટે,
નમો એ શૂરને ચરણે. (૧)

ન દેખે ગાયની હત્યા,
ન દેખે બાળની હત્યા;
ન દેખે નારીની હત્યા,
નમો એ શૂરને ચરણે. (૨)

ન દેખે જે અનાચારી,
ન દેખે દ્વેષી ત્રિપુરારિ;
ન દેખે કો' ધરમ હારી,
નમો એ શૂરને ચરણે. (૩)

પોતાના પ્રાણને આપે,
અભય લોકો મહીં થાપે;
'કાગ' બદલો નહિ માગે,
નમો એ સંતને ચરણે. (૪)

# ૭૨. સંતને નમન

(ગઝલ)

ન મનમાં માન મદ આવે,
ન જીભે સ્વાદ કંઈ ભાવે;
હરિ-મહિમા મુખે આવે,
નમો એ સંતને ચરણે. (૧)

ન કદીયે કામ અકળાવે,
ન ઈર્ષા દંભ ઉર આવે;
સદા ભોળા હૃદયભાવે,
નમો એ સંતને ચરણે. (૨)

વેશનો દોર ના ચૂકે;
ગ્રહેલો હાથ ના મૂકે;
રમણ કરતા રટણ કરતા,
નમો એ સંતને ચરણે. (૩)

પવનવેગે ફરે જગમાં,
દયા કરુણા રગેરગમાં;
'કાગ' કહે દોષ ના વરણે,
નમો એ સંતને ચરણે. (૪)

# ૭૩. વિપ્રને ચરણે

(ગઝલ)

રહે વનમાં કે નગરીમાં,
રહે ઘરમાં કે ખેતરમાં;
જગતને કલ્યાણને કાજે,
નમન એ વિપ્રને ચરણે. (૧)

ગણે ને તે ગણાવે છે,
ભણે ને તે ભણાવે છે;
હણે ના કે હણાવે છે,
નમન એ વિપ્રને ચરણે. (૨)

ઈંદ્ર ભિક્ષુ માગવા આવ્યો,
શરીરનો લોભ ના લાગ્યો;
દાનમાં હાડ દઈ દીધાં,
નમન એ વિપ્રના ચરણે. (૩)

પુત્ર સો મારી હરખાયો,
વસિષ્ઠે ખેદ ના પાયો,
વખાણે તેહના તપને,
નમન એ વિપ્રના ચરણે. (૪)

# ૭૪. ક્ષત્રિને ચરણે

(ગઝલ)

યુદ્ધમાં પીઠ ના દેતા,
દાનમાં દિવસભર રેતા;
જીવન લોકો તણે માટે,
નમન એ ક્ષત્રિને ચરણે. (૧)

માગવા કોઈ પણ આવે,
દાન-સન્માન બહુ પાવે;
ઉતારે માથડાં લીલાં.
નમન એ ક્ષત્રિને ચરણે. (૨)

ઊભે જઈ ધર્મની ધારે.
ન નબળાં લોક રંજાડે;
માથડાં ફુલ કાલીનો,
નમન એ ક્ષત્રિને ચરણે. (૩)

ધરમની ધોંસરી ધારે,
હિંમત કદીયે નહિ હારે;
'કાગ' કહે દેશને તારે,
નમન એ ક્ષત્રિને ચરણે. (૪)

# ૭૫. વૈશ્યને ચરણે

(ગઝલ)

ચોપડાં ધર્મના જેવાં,
ત્રાજવાં કર્મના જેવાં;
હાટડું લક્ષ્મીનું મંદિર,
નમો એ વૈશ્યને ચરણે. (૧)

સદા ખેતી, પશુ પાળે,
અન્ન, પય ખૂબ ઉપજાવે;
કરે વ્યાપાર વિશ્વાસુ,
નમો એ વૈશ્યને ચરણે. (૨)

જુઓ એ વંશ જગડૂશા,
જુઓ એ કુળ સગાળશા;
નમો સંઘાવતી માતા,
નમો એ વૈશ્યને ચરણે. (૩)

તમારો તાત ભામાશા,
તમારો દેવ મહાવીર છે;
'કાગ' એવા બની રહેજો,
નમો એ વૈશ્યને ચરણે (૪)

# ૭૬. શૂદ્રને ચરણે

(ગઝલ)

તમે પગ-હાથ દુનિયાના,
તમે તો વિશ્વકરમા છો;
તમે ધરતી તણા છોરુ,
નમો એ શૂદ્રને ચરણે. (૧)

ગળે તુલસી તણી માળા,
ભજંતા રામને ભાળ્યા;
તમે રોહીદાસના જાયા,
નમો એ શૂદ્રને ચરણે. (૨)

અંગૂઠો દ્રોણને દીધો,
ક્લેશ તો રંચ ના કીધો;
ગયો જંગલ ભણી સીધો,
નમો એ શૂદ્રને ચરણે. (૩)

શિવાજીની સજી સેના,
ઉદેપુર રાણને રાખ્યો;
'કાગ'ને આ કુળો વ્હાલાં,
નમો શૂદ્રને ચરણે. (૪)

# નમન

આગળનાં સાતેય કાવ્યોમાં યોગીજી મહારાજની બહુમુખી પ્રતિભાને બિરદાવવામાં આવી છે. સર્વદાનમાં શ્રેષ્ઠ એવું અભયદાન આપવા તે સમર્થ છે. નિંદ્ય કર્મો ઉપર વિજય મેળવે તે જ શૂરવીર, પાંચ વર્તમાન કડીતોડ પાળે તે સંત, અગમનિગમની વાર્તા ભણાવે તે બ્રાહ્મણ, ધર્મ પાળવા માટે ત્યાગ કરે તે ખરો ક્ષત્રિય, ભજનનો વેપાર કરે તે વૈશ્ય અને મનના મેલ ધૂવે તે શૂદ્ર. કાગને આવાં કુળ બહુ વહાલાં છે. જોગી વિવિધ વેશે જગતમાં વિચરી રહ્યા છે. એને ઓળખી લેજો, ભૂલા ન પડતા.

# ૭૭. સાધુ આવ્યો

એક સંત દ્વારે ઊભો છે, હરિજન સત્સંગી હોય તે એકદમ ચાલો, જુઓ, એનાં વસ્ત્ર ભગવાં છે, એની પાછળ લક્ષ્મી (ધન) દોડતી આવી પાછળ દૂર ઊભી રહી છે. શિવભવાની એના ઉપર આશિષ વરસાવે છે, હનુમાનજી પ્રસન્નતાનો હુંકાર કરે છે, ગણપતિ ધીરે ધીરે આ સ્વારી ભણી ચાલી રહ્યા છે.

આ યોગીરાજ મહારાજની સ્વારી તે શ્રી સ્વામીનારાયણના ઘરની સ્વારી છે. જુઓ, મહારાજ પોતે પણ માણકી ઘોડીએ ચડ્યા છે, અક્ષર છે એણે પુરુષોત્તમને બોલાવી લીધા છે, અક્ષર વિના પુરુષોત્તમ ન આવે, બ્રહ્માનંદજી છંદ ઉચારી રહ્યા છે, મુક્તાનંદજી ગરબી અને ઝીલણિયાં ગાઈ રહ્યા છે. જાગો તથા પ્રાગો ભગત ઝાંઝ-પખાઝ બજાવે છે. અદા કરશનજી તો ઠેક મારીને નાચે છે, આ દિવ્ય સ્વારી–ધર્મની સ્વારી દેખીને કાગ કૃતાર્થ બન્યો છે.

# સાધુ આવ્યો

(નામ સમોવડ કોઈ નહિ – એ રાગ)

સત્સંગી હોય તે ચાલી નીકળજો,
સાધુ આવી દ્વાર ખડો;
હરિજન હોય તે ચાલી નીકળજો,
આ જોગી અવધૂત બડો.
ભગવાંધારી સંગ મુરારિ,
લક્ષ્મી પાછળ ચાલી આવે;
શિવ, પાર્વતી આશિષ આપે,
દુર્ગા દેવીને મન ભાવે – સત્સંગી (૧)

હનુમાને હાકલ દીધી,
ગણપતિ હળવે હાલે;
સહજાનંદની આ સવારી,
શ્રીજી માણકીએ મા'લે – સત્સંગી (૨)

અક્ષર પુરુષોત્તમને લાવ્યા,
યજ્ઞપુરુષ પણ આવ્યા;
બ્રહ્માનંદને માન આપી,
છંદ સુણવા લાવ્યા છે – સત્સંગી (૩)

જાગો ને પ્રાગો ઝાંઝ બજાવે,
કરસનજી નાચે, ગાવે;
મુક્તાનંદનાં ઝીલણિયાં તે,
'કાગ' તણા મનને ભાવે – સત્સંગી (૪)

# ૭૮. લટકામાં

હે મહારાજ ! સોયલાં અને આકરાં બધાં જ કામો આપે લટકે કર્યાં છે (સહેજે). માટે લોકો આપને લટકાળા કહે છે, હે નાથ ! તારા જીવનની મોરલી પર વ્યાસજી મોહી પડ્યા ને ભારત તથા ભાગવત લખ્યાં અને મને પણ મોહ થયો જેથી તારા મહિમા રૂપી આકાશમાં હું કાગ પણ ઊડવા લાગ્યો. નંદ અને યશોદા, કાળીનાગ અને માસી પૂતના, કંસ અને કાળયવન, આ સહુ કોઈએ તારાં લટકાં દેખ્યાં છે.

દ્વારિકા પણ એક જ લટકે વસાવી, કૌરવોને એક જ લટકે સંહાર્યા, ભારતને ગીતાની ભેટ એ પણ તારું એક લટકું છે. હે સ્વામીનારાયણ ભગવાન ! તેં લટકે ગઢડામાં મંદિર બાંધ્યું અને અક્ષરધામ મંદિર (ગોંડળ) પણ લટકામાં બંધાવ્યું. આજે આપની શક્તિ તે યોગીજી મહારાજને આપી છે જેથી સંતો, ભક્તો અને ધર્મનાં દુઃખ દૂર થયાં છે.

## લટકામાં

(નામ સમોવડ કોઈ નહિ – એ રાગ)

લટકે તારે સહુ જગ મોયો,
નામ રટું હું લટકાળા;
તારી મોરલીએ વ્યાસ મોહાણો,
'કાગ' મોયો મોરલીવાળા.
એક દી' વૃંદાવનમાં વાગી,
ત્રિભુવન ડોલ્યા એ નાદે;
જોગંધરના જોગ છૂટ્યા,
સાંભળતાં મધુરા સાદે – લટકે તારે (૧)

લટકાં દેખે નંદ જશોદા,
લટકે કાળીનાગ નાથી લીધો;
લટકે મામા, માસી ઉદ્ધાર્યાં,
લટકે ગોપીને વિજોગ દીધો – લટકે તારે (૨)

લટકે કાળજવનને બાળ્યો,
લટકે દ્વારકા પુરી કીધી;
લટકે કૌરવસેન સંહારી,
ભારતને ગીતા દીધી – લટકે તારે (૩)

લટકે ગઢપુર મંદિર માંડ્યાં,
લટકે અક્ષરધામ કર્યાં;
એ લટકાં જોગીને સોંપ્યાં,
સાધુ જનનાં દુઃખ હર્યાં – લટકે તારે (૪)

# ૭૯. છોંતેર

આજે પોણોસો વર્ષ પૂરાં થયાં તેથી શ્રી યોગીજી મહારાજનો મહોત્સવ સંતો, ભક્તો અને લોકો ઊજવે છે. ગોંડળ આજે ગાંડુંતૂર બન્યું છે. ગગનભેદી નગારાં, ઢોલ, ત્રાંસાં અને શરણાયુંના સૂર વાગી-બજી રહ્યા છે. ઘડિયાળાં ઘેરાં ઘેરાં ગાજી રહ્યાં છે. એટલી મેદની ભેળી થઈ છે કે તેને પાણી પાવાનું બીજા કોઈથી બની શકે તેમ નથી. આવા બે લાખ ઉપરાંત માણસોને જમાડવા એ અક્ષરધામના સ્વામી જ્ઞાનજીવનદાસયોગીજી મહારાજ વિના બીજાથી ન બની શકે. આજે ધરતી ધમધમી રહી છે, ઝાંઝ-પખાઝ વગેરે છત્રીશ વાજાં વાગી રહ્યા છે.

બ્રાહ્મણો વેદના મંત્રો બોલી રહ્યા છે. યજ્ઞકુંડનો સ્વચ્છ અગ્નિ ઘીના હોમથી તૃપ્ત થઈ ગયો છે. એની જ્વાળાઓ ચોતરફ ખડખડ હાસ્ય વેરી રહી છે. હે કાગ ! તારાં ધન્યભાગ્ય છે કે આ સંતમહિમા લખવાનું તને સૂઝ્યું અને તે પણ આ ઉત્સવ ટાણે જ. આ પ્રસંગ તો એકોતેર પેઢીને તારવાવાળો છે.

# છોંતેર

(ગઝલ)

છોંતેર વરસે વાગી વધાયું,
સત્સંગીનાં ઘેલાં હૈયાં,
ગઢ ગોંડળમાં ગગન ગાજે,
બાવાને છોંતેર થયાં.
માનવમેદની ઊમટી નીકળી,
પાણી પૂરાં ના પડે,
આ ભોજન ના પૂરાં પડે,
એવો બીજો નજરે ના ચડે — છોંતેર વરસે (૧)

ધરતી ધણેણે વાગે નગારાં,
શરણાયું બહુ શોર કરે,
ઝાંઝ, પખાઝું અનહદ વાગે,
શામળિયો આનંદ ભરે — છોંતેર વરસે (૨)

વેદ ઉચ્ચારે વિપ્રવૃંદો,
જગન મંત્ર ઉચ્ચાર કરે,
અગ્નિદેવતા ખૂબ ધરાણો,
જ્વાલા વ્યોમે ઝડપ કરે — છોંતેર વરસે (૩)

'કાગ' તુંહારાં ભાગ્ય ખૂલ્યાં છે,
જોગી કેરો મહિમા ઉચરે,
સુકૃત કેરાં સહુ ફળ મળિયાં,
પેઢી પેઢીનાં પાપ હરે — છોંતેર વરસે (૪)

## ૮૦. પાપ હર્યાં

જય હો ! યોગીજી મહારાજનો, જય હો ! પાપ પ્રજાળણનો. સૌરાષ્ટ્ર, ગુજરાતને પાવન કરવાવાળા સંત ! આપનો જય હો ! હે સ્વામી ! જગતના લોકોએ તરછોડેલાંને આપે શરણે લીધાં છે, જેનો કોઈ બેલી નથી એનો હાથ પકડ્યો છે. આપ ગઢડાપતિની દિવ્ય યુક્તિ જાણો છો, આપે બોચાસણ અને અટલાદરામાં આપની સર્વશક્તિ વાવી દીધી છે, અને ગોંડળ તો આપનું હૃદય છે. હે યોગીજી મહારાજ ! કાગ પર કૃપા કરી આપના તરફ વાળી લીધો જેથી જન્મ સાર્થક બન્યો છે.

# પાપ હર્યાં

(આ કૃષ્ણ હતા ગોકુલવાસી – એ રાગ)

જય જય જોગીજી જનમ ધરી,
તેં સઘળાં પાતક લીધાં હરી;
તેં સોરઠ સઘળો સંભાળ્યો,
કચ્છ, ગુજરાત ને પણ પાળ્યો;
સત્સંગે જિંદગી સુધારી – જય જય જોગી (૧)

તેં અછૂત જનને ઉદ્ધાર્યાં,
તેને ભવસાગરથી તાર્યાં;
એવા પતીત કેરી વા'ર કરી – જય જય જોગી (૨)

તમે ગઢપુર કેરાં કળિયા છો,
તમે બોચાસણના બળિયા છે;
રહ્યા ગોંડળ નગરીમાં વાસ કરી – જય જય જોગી (૩)

તમે 'કાગ'ને કામણ કીધાં છે,
એનાં હૈડાં હરીને લીધાં છે;
તેથી જનમ જનમ બાજી સુધરી – જય જય જોગી (૪)

# ૮૧. ગોંડળમાં

ગોંડળ નગરીમાં યોગીજી મહારાજને નીરખ્યા, અક્ષરમંદિરમાં બેઠા હતા. થોડું થોડું હસતા હતા અને સૌ કોઈને પણ હસાવતા હતા. આ બધો વહેવાર કરવા છતાં ભગવાનમાં તેમની અખંડ લય લાગેલી હતી.

ભગવાવેશધારી આ સંતને જે જુએ છે એનાં મન તો એની પાસ જ રહી જાય છે. વે'વારના કેવા જાણકાર કે સારા ગૃહસ્થાશ્રમી જેવાને જે ભાવે એની બહુ જ તાણ્ય કરે અને ફરી ફરીને પીરસે, નિર્મળ હસવું આવે એવું બોલતા જાય અને જમાડે.

કાગ કહે છે કે આજે આપણે આંગણે દયાનો સાગર કિનારા બહાર રેલી રહ્યો છે પણ થોડા ભાગ્યવાળા તેનાથી પાછા ફરી જાય છે.

# ગોંડળમાં

(ભારી ગાવડી રે – એ રાગ)

જોગી જોયા છે ગોંડળ ગામમાં રે,
પોતે બેઠા'તા અક્ષરધામમાં રે.
મંદ હસતા બધાને હસાવતા રે,
એની લગની હતી હરિના ધ્યાનમાં રે – જોગી જોયા (૧)

અંગે ઓપતા વેશ ભગવા ધર્યા રે,
એને જોવાવાળાનાં મનડાં હર્યાં રે – જોગી જોયા (૨)

તાણ્ય કરીને ભોજનિયાં જમાડતા રે,
નાનાં બાળુડાં જેમ રમાડતા રે – જોગી જોયા (૩)

'કાગ' કરુણાસાગર રેલતા રે,
મંદભાગી એ પાછા ઠેલતા રે – જોગી જોયા (૪)

## ૮૨. લઈ આવજો

હે સત્સંગી આશ્રિત જનો ! જે ઇચ્છો તે ગોંડળમાં મળે છે, લઈ આવજો. પણ તન, મન અને ધન એ યોગીજી મહારાજને શરણે ધરી દેજો.

આ પ્રગટ પુરુષને હાટડે એવી એવી કીમતી વસ્તુ મળે છે કે એ ચીજ ક્યાંયે મળતી નથી. એના જ કારખાનામાં બને છે.

આ સંતરૂપી શેઠિયો ઉધારા કરતો નથી એવી અનાદિ એ પેઢીની રીત છે.

ધીરજ, ત્યાગ, અને ભક્તિની મૂડી વિનાના લોકો એને હાટે આવતા જ નથી; એવા અનાચારીને આ દુકાને જવું ફાવતું નથી.

## લઈ આવજો

(ભારી ગાવડી રે – એ રાગ)

જેને જો'એ એ ગોંડળથી લઈ આવજો રે,
એને શરણે તન, મન દઈ આવજો રે.
ભારે વસ્તુ જોગીડાના હાટમાં,
ક્યાંય નો મળે કોઈના કપાટમાં રે – જેને જો'એ (૧)

જોગી કોઈને ઉધારે નથી આપતો,
એવો જોયો એના હાટનો જાપતો – જેને જો'એ (૨)

મૂડી વિનાના માનવી આવે નહિ રે,
એને હાટ જોગીનાં ફાવે નહિ રે – જેને જો'એ (૩)

એક 'કાગને' ઉધારે થોડું આપિયું રે,
એના ભવરોગનું સંકટ કાપિયું – જેને જો'એ (૪)

# ૮૩. પવનપાંદડે

પવનની પાંખ પર સવારી કરીને આ યોગી ઊડતો આવે છે. કોઈ પણ સંસારના કે શરીરના રોગીને જોઈ એ રડી પડે છે અને એને ઓસડ પણ આપે છે. ગમે તે ઋતુમાં પણ એ ફર્યા કરે છે, સાથે સત્સંગનું ભાતું લઈને ફરે છે. દરેક રોગીને માટે છેલ્લા અવતારી સ્વામીનારાયણરૂપી વૈદને ઘેરથી તાજાં ઓસડ લઈને એ ફરે છે. આ સંતને મોટાં નગર કે બંગલા મોહ પમાડતાં નથી અને ગામડાં, નેહ તથા મેલાં-ઘેલાં ઝૂંપડાંથી સૂગ આવતી નથી. એની પેટીમાં બધા રોગોની એક જ દવા છે – હરિનો મંત્ર !

# પવનપાંદડે

(મારી ગાવડી રે – એ રાગ)

જોગી ફરતો આવે છે પવનપાંદડે રે,
દુઃખી દેખી એની આંખડી રડી પડે.
ટાઢ-તડકાને વેઠતો આવતો રે
સત્સંગનાં ભાતાં લાવતો – જોગી (૧)
ભવરોગના માંદા દેખે માનવી રે,
સાધુ તાજી લાવ્યો દવા નવી રે – જોગી (૨)
એને બંધન નથી બંગલા તણાં રે,
એને સૂગ નથી ઝૂંપડાં ઘણાં રે – જોગી (૩)
એનો મંતર હરિના નામનો રે,
'કાગ' જાવા વખતે એ કામનો – જોગી (૪)

# ૮૪. યોગી જાગ્યો

એક દિવસ આ જોગી ઊંઘમાંથી જાગ્યો (સંસાર તજ્યો) અને જીવમાત્રને દુરાચારના દુઃખમાં ફસાયેલ જોયો. કેટલો અનાચાર, ભ્રષ્ટાચાર! ન ના'વું, ન ધોવું, એના બંને હાથ આળસ અને દારિદ્રે પકડી લીધા હતા. મૂર્તિમાન દળદર, અનેક ભેદ, અનેક પંથ, અનેક ધર્મો, આ બધું નાનપણમાં નિશાળેથી જ શીખવવામાં આવ્યું હતું.

દારૂ, અફીણ, ભાંગ, ગાંજો, બીડી વગેરે ભયંકર વ્યસનો. લૂંટ, મારફાડ, ડાકુપણું, અંદરોઅંદર ખૂન-ખરાબા, શેઢે હળ ચડાવી શેઢા ભાંગવા, આવાં અનેક કુકર્મથી માનવી નરકમાં ખદબદતા હતા. આ સંત આ અનાચાર જોઈ એવો તો ઘરોઘર ફર્યો ને લોકોને સત્સંગમાં જોડ્યા અને જીવોના બંને રોગ ગયા.

## યોગી જાગ્યો

(ભારી ગાવડી રે – એ રાગ)

જોગી જાગ્યો નીંદરથી જોયું ઘણું રે,
જીવ માતરને દુઃખ દીઠું ઘણું રે,
ના'વું, ધોવું, નિચોવું કદી ના કરે,
એની બાવડી બંને દારિદ્રે ગ્રહી રે – જોગી જાગ્યો (૧)

ભેદ ભારે ઊંચા-નીચા માનવી રે,
એવી શિખામણ નિશાળેથી શીખવી રે – જોગી જાગ્યો (૨)

બહુ દુખિયા દીઠા ખોટા ફેલમાં રે,
કંઈક કુકરમે જોયાં જેલમાં – જોગી જાગ્યો (૩)

'કાગ' ભેટ બાંધીને બાવો ઊપડ્યો રે,
એવાં વ્યસનોને આવી પોતે નડ્યો – જોગી જાગ્યો (૪)

# ૮૫. યોગી ડોલે

આ યોગીજી મહારાજનાં સત્સંગરૂપી નગારાં વાગવા લાગ્યાં છે. અજ્ઞાન–ઊંઘમાં સૂતેલા જીવો જાગી ગયા છે. નગારું વગાડતી આ સંતસવારી ઘરોઘર ફરવા લાગી છે. જીવો સદાચારી બને એવો કોઈ માર્ગ દેખાતો ન હતો, ચોતરફ અંધકાર છવાયો હતો. સંસાર રૂપી નદીનો કિનારો વિધર્મીઓએ એટલો તો મલિન અને અકારો બનાવી દીધો હતો કે એને કાંઠે જવાનું મન પણ ન થાય. એ ધર્મરૂપી નદીનો આખો કાંઠો સુંદર અને સ્વચ્છ રીતે બાંધી દીધો, ખાવાપીવાનું ભૂલીને આ સંત "જય ઘનશ્યામ"નો મંત્ર ભણતો ચાલ્યા જ કરે છે. કાગ કહે છે કે આ યોગીને જન્મ આપનાર માતાપિતાને ધન્ય છે કે જેણે આવા અવતારીને જન્મ આપ્યો.

# યોગી ડોલે

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

જોગી ઘર ઘર ડોલે,
આખું જગ ચડ્યું'તું ઝોલે રે;
વા'લીડા અમારા,
ગેડી નગારે વાગી,
સૂતી દુનિયા જાગી – જોગી ઘર ઘર (૧)
ઊગરવા નો'તો આરો,
ત્રઠ બધો સુધાર્યો રે – જોગી ઘર ઘર (૨)
ખાન-પાન વિસારે,
બાવો શબદ ઉચારે રે – જોગી ઘર ઘર (૩)
'કાગ' જનમ ભલે લીધો,
એણે સુધરમ થાપી દીધો – જોગી ઘર ઘર (૪)

# ૮૬. ઉદાસી

હિમાલયમાં તાપ તપેલો આ યોગી, લોકોને તપનું ફળ આપવા આવ્યો છે. તેને ભગવાન શ્રીજી મહારાજની આજ્ઞા છે કે, 'લોકોને સદાચાર તરફ વાળો.' પોતાનાં હાડ હિમાલયમાં ગાળીને હવે પોતાના સેવકની સંભાળ લેવા તે ફર્યા જ કરે છે.

ભક્તિ સિવાય એને ક્યાંય સ્વાદ નથી. તેનું ખાવાનું તો પાણી ને વાયુ. બસ ચાલ્યા જ કરે છે. તે પણ પ્રસન્ન ચિત્તે, આ દીન પર દયા કરવાવાળા યોગીજી મહારાજે, કાગ પર કૃપાજળનાં અમીછાંટણાં નાખ્યાં છે.

## ઉદાસી

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

આ વનવગડાનો વાસી,
એક આંગણે આવ્યો ઉદાસી;
વા'લીડા અમારા
એ હરિ હુકમથી આવ્યો,
સદાચાર સુણાવ્યો – આ વન (૧)
એનાં હાડ હેમાળે બાળ્યાં,
એના સેવકને સંભાળ્યા રે – આ વન (૨)
પવન ભરખી ચાલે
તોય હસતો હસતો હાલે રે – આ વન (૩)
એ દીન તણો દયાળુ
વળી 'કાગ' પરે ક્રિપાળુ રે – આ વન (૪)

# ૮૭. ઉદાસી મટી

આજે બધી ઉદાસી ટળી ગઈ છે. કારણ કે ગોંડળ નિવાસી યોગીજી મહારાજનાં દર્શન થયાં છે. એનું ફક્ત એટલું જ કામ છે કે દુરાચારી જીવોને સત્સંગમાં લાવવા, ફેલફતુરરૂપી સાગરમાં કંઈક બૂડ્યા હતા, તેને તારી લીધા.

આ સંત 'અક્ષર પુરુષોત્તમ' એટલું જ બોલે છે અને શ્રીજી મહારાજ–રૂપી સરોવરના જળમાં સદાય વિહાર કરે છે. એને એક એક પગલે કોટિ કોટિ યજ્ઞો પાછળ ચાલ્યા આવે છે. એનું કારણ પરોપકાર.

**'ઝાડવાં પોતાનાં ફળ નથી ખાતાં રે,**
**ઉપકારી એનો આતમા રે જી.'**

(કાગવાણી)

કાગે એનાં દર્શન નયન ભરી કર્યાં છે તે એટલા માટે કે મદ, અહંકાર તેને ન વ્યાપે.

# ઉદાસી મટી

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

આજ મટી ઉદાસી રે મેં
નીરખ્યા ગોંડળવાસી,
વા'લીડા અમારા
એણે અનેકને ઉદ્ધાર્યા,
એણે કંઈક બૂડેલાને તાર્યા રે – આજ મટી (૧)

એક જ મંતર બોલે,
નારાયણમાં ડોલે રે – આજ મટી (૨)

એને પગલે કોટી જગન છે,
એ તો પરહિતમાં મગન છે – આજ મટી (૩)

'કાગ' રહ્યો એને નરખી,
મહ્માન શકે નહિ ભરખી – આજ મટી (૪)

# ૮૮. બાવો ખેડૂત

આ તે સાધુ કે મોટો કૃષિકાર છે ? જુઓ જુઓ, દુર્જનરૂપી સાવ બીડ જેવી ધરતીમાં એણે હળ જોડ્યું છે. શીલ અને ક્ષમારૂપી બળદ છે, પ્રેમનું હળ છે, આ હળ તે ચાલુ ધરતીમાં નથી હાંકતો, પણ કદીયે ન ખેડાણી હોય એવી ધરતી ખેડી રહ્યો છે. સ્વામીનારાયણના કોઠારમાં સંઘરેલા દાણા સડી ન ગયા હોય એવા દાણા એણે વાવ્યા, એની અઢળક પેદાશ આવી. જેથી મોટા ભંડારો અનાજના એણે ભરી દીધા.

શાસ્ત્રીજી મહારાજથી યોગીજી મહારાજ સુધીના થોડાં વર્ષોના ગાળામાં એણે કરેલાં કામ બીજા માટે હજાર વરસ માગે. કાગ કહે છે કે આવાં તપ-ત્યાગથી સુધરેલાં ભક્તિરૂપી બી, આ સંત જેને વાવવાં હોય એને છૂટથી આપે છે.

# બાવો ખેડૂત

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

બાવો ખેડૂત મોટો
એનો ક્યાંય જડે ના જોટો રે,
વાલીડા અમારા.
શીલ, ક્ષમાના ધોરી,
ધરતી હતી સાવ કોરી – બાવો ખેડૂત (૧)

હેત તણાં હળ હાંકે,
બાવો બીજે ક્યાંય નાતા કેરે – બાવો ખેડૂત (૨)

સાચા કણ મેં વાવ્યા,
ભંડાર મોટા ભરાવ્યા – બાવો ખેડૂત (૩)

'કાગ' સૌને બી આપે,
એને થીર કરીને થાપે – બાવો ખેડૂત (૪)

# ૮૯. શંકર

દેવો માત્રમાં શંકર મહાદેવ કહેવાયા, એનાં કારણ ઘણાં છે અને સાચાં છે. વહેવારુ જીવનમાં ઉતારવા જેવાં છે. જુઓ કેટલો વિરોધાભાસ!

જેના કંઠમાં સાપ ફૂંફાડે છે, છતાં જે અભય છે; ગણપતિનું વાહન ઉંદર, શિવના ગળામાં સાપ, એટલે પિતાપુત્ર ભેળા તો ચાલી જ ન શકે, કારણ સર્પને ભાળી ઉંદર ભાગવા લાગે. બીજી બાજુ ભવાની ઉમિયાજીનું વાહન સાવજ, જ્યારે ભોળાનાથનું વાહન બળદ, એ પણ સાથે ન ચાલે. બહુ જરૂરી હોય તો શિવભવાની બંને બળદ પર બેસે. એક મર્મ ખાસ વિચારવાનો છે. કોઈ વખતે મહાદેવ, માતાજીના વાહન સિંહ પર ન બેસે. (સ્ત્રીધન) આ બધાં વાહનો ઉપર એકસાથે બેસી પણ ન શકે અને તે બધાં સાથે ખાઈ પણ ન શકે. કેટલી અગવડ !

આસપાસ ભૂત અને પ્રેત એટલે બધા વૈકુંઠથી ત્યજી દીધેલા એવા પતિતો માટે કૈલાસમાં જ આવકારો, આ બધાંના દેકારા છતાં એ સમાધિમાંથી કદી ન ચળે.

ઉપરાંત તેનો વાસ સદા મસાણમાં છે, કારણ કે જે ગતિ વે'લી મોડી થવાની છે તેની ટેવ પહેલેથી જ પાડી દેવી જોઈએ. આવા ભયંકર વિરોધમાં જે પોતાનો સુંદર વહેવાર ચલાવે, જીવનના સિદ્ધાંત ન ચૂકે તે મહાદેવ કહેવાય છે. આવો આ યોગીજી મહારાજ કળિયુગનો મહાદેવ હોય પણ ખરો !

## શંકર

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

જોગી શંકર મોટા,
બીજા અવધૂત ખોટા;
વા'લીડા અમારા.
નાગ ગળામાં ફૂંકે,
તોય જોગી જોગ ન ચૂકે – જોગી શંકર (૧)

ઉંદર-સાપ લડે છે,
સિંહ ને બળદ ભડે છે – જોગી શંકર (૨)

ભૂત કરે દેકારા,
તૂટે ન ધ્યાનની ધારા – જોગી શંકર (૩)

વાસ મસાણે વસિયો,
નહિ મહેલનો રસિયો – જોગી શંકર (૪)

વિરોધને વશ રાખે,
એનો 'કાગ' મહિમા ભાખે. – જોગી શંકર (૫)

# ૯૦. પથારીમાં સાપ

જેના ઘરમાં લક્ષ્મીજી હોય એને સૂવા માટે સદાયે સાપની પથારી હોય છે. (આ હકીકત શ્રીમંતો જાણતા જ હશે) ચૌદ રત્નોમાં લક્ષ્મીજી પણ એક રત્ન છે. સાગરપિતાની તે પુત્રી છે. તેને હરિએ પોતે જ લઈ લીધી. કદાચ ખબર નહિ હોય કે લક્ષ્મીજી સાથે પન્નગ પથારી હોય જ છે. હવે ભગવાન નારાયણ ક્ષીરસમુદ્રમાં દિવસ અને રાત જાગ્યા જ કરે છે. કહો, કેમ ઊંઘ આવે ? સાપ જરાક ફૂલે કે સંકોચ પામે તો પથારીમાં દરિયાનું પાણી આવી જાય. સર્પના શ્વાસોચ્છ્વાસમાં ઝેર ભરેલી ફૂંક ફૂંકાતી રહે છે. એમાંથી આગ પણ ઝરે; એક તરફ લક્ષ્મી, બીજી તરફ સાપની પથારી. પણ હવે કાંઈ ન બને, સ્વીકાર્યું તે પાળવું જ, માટે નારાયણ કોઈનો ત્યાગ કરતા નથી, સહન કરી લ્યે છે.

કાગ કહે છે કે લક્ષ્મીજીની ભક્તિ કરજો પણ સાપને નજરમાં રાખીને.

યોગીજી મહારાજ કહે છે કે આ લક્ષ્મીજીનાં બે સ્વરૂપ છે. એક છે સુરી જે ધાર્મિક માર્ગે વપરાતી રહે છે, બીજી છે આસુરી જે વૈભવ, વિલાસ અને વ્યસનોને પોષે છે.

# પથારીમાં સાપ

(ખૂબ જગતમાં ખેલી – એ રાગ)

પોઢવા સાપ-પથારી,
જેને લક્ષ્મી ઘરમાં નારી,
વા'લીડા અમારા.
હરખે લીધી ભાગે,
હવે આખી રાત જાગે – પોઢવા સાપ (૧)

સાપની હેઠળ દરિયા,
એને તાગી શકે નહિ તરિયા – પોઢવા સાપ (૨)

ફેણ હરિ પર ફૂંકે,
અગ્નિ જ્વાળ ઝબૂકે – પોઢવા સાપ (૩)

'કાગ' લક્ષ્મીને લેજો,
સાપશયન કરી સૂજો – પોઢવા સાપ (૪)

# ૯૧. બીજો આવીને કો'ક બોલે

આ સંતમાં પ્રગટ પુરુષોત્તમ બોલી રહ્યો છે. એનો આત્મા તો જુગ જૂનો છે અને શરીર આ નવા જુગનું છે. ભાવ અને ભક્તિવાળા આ રેડિયાનો સંચો ખોલી શકે છે. આ યોગી અક્ષર–અક્ષર બોલ્યા કરે છે પણ આ ત્રણ અક્ષર ત્રિભુવનને તોલે છે. અક્ષર તે ડાબો હાથ છે, પુરુષોત્તમ તે જમણો હાથ છે. બે હથેળી વિના મોક્ષરૂપી તાળી પડતી નથી. જેથી અક્ષર પુરુષોત્તમનો યોગ એટલે મુક્તિધામ છે. આ બાવો મોટો જાદુગર છે. સ્વામીનારાયણના નામરૂપી ડાક વગાડી અને શરીરને ચોંટેલાં અહંતા, મમતા અને દુરાચારરૂપી ભૂતડાંને ભગાડી રહ્યા છે.

આ અવતારી સંતે 'કાગ'ને માથે કૃપા કરી છે પણ એ કૃપામાં ફક્ત ત્રણ અક્ષર બોલી દીધા છે. આ અમારો એટલે સત્સંગી ભક્તજનોનો ગુરુવર્ય સંત, ઘણું જીવો, ઘણું જીવો ને અમારું રક્ષણ કરો.

# બીજો આવીને કો'ક બોલે

બીજો આવીને કો'ક બોલે,
બાવાજીમાં બીજો આવીને કો'ક બોલે;
સંચો સતજુગનો ખોખું આ જુગનું,
ખોલણહારા ખોલે;
અક્ષર વિના એક વેણ ના ઉચરે,
ત્રણ ભુવનને તોલે – બાવાજીમાં (૧)

અક્ષર હાથ ડાબો, ને જમણો
પુરુષોત્તમ એને કોલે;
બેઉ હથેળી વિના તાળી ન બોલશે,
મુખ-મંદિરિયાં ખોલે – બાવાજીમાં (૨)

કામણગારો આ જુગનો જોગી,
ડાક લઈ હાથમાં ડોલે;
માયા-મોહનાં ભાગે ભૂતડાં,
જે ચડેલાં ઝોલે – બાવાજીમાં (૩)

'કાગ'ને માથે બાવે કૃપા કરી તે,
ત્રણ જ અક્ષર બોલે;
જોગી અમારો જુગ જુગ જીવજો,
તાળાં ખોટકેલ ખોલે – બાવાજીમાં (૪)

# કુંડળિયા

## ૯૨

સહજાનંદના નામથી, તે તરિયા તતખેવ,
પાપી અઘરા આતમા, અસુર બની ગયા દેવ;
અસુર બનેલા દેવ, નામ એનાં જગમાંહી,
જોબન[1] કરણી જુઓ હરિવર વરિયા ત્યાંહી.
'કાગ' કલ્પનાતીત સદા ટાળણ ભવફંદા,
નામ બને છે નાવ જે જપિયા સહજાનંદા.

૧ જોબન વડતાલો

## ૯૩

તતખણ ભવ ફેરા ટળે, ઉર આનંત અધિક,
સુમિરણ પુરુષોત્તમતણું, ટળે જમની બીક;
ટળે જમની બીક હશે જો અક્ષર સાથે,
ભાખ્યું શ્રીજી મુખ, લખ્યું પોતાને હાથે.
રાખો દઢ વિસવાસ, કરો મા સણપણ સણપણ,
'કાગ' અંતનાં કષ્ટ ટળશે સુમિરણ...તતખણ.

## ૯૪

પુરુષોત્તમના રટણથી, ભાંગે ભવનો રોગ,
જોગ હરિનો મેળવે, અક્ષર કેરો યોગ;
અક્ષર કેરો યોગ બતાવે મારગ સીધો,
એને વીસરે કોઈ, ભાંગના ગોળા પીધો.
'કાગ' હરિના હેત મટે દિવસ સહુ ગમના,
અક્ષર મંતર ભણી બની જાવ પુરુષોત્તમના.

## ૯૫

જોગી તુજને સેવતા, સેવક બનિયા સિદ્ધ,
ઉદ્ધારે જગજીવને, લખ્યા પુરાણ પ્રસિદ્ધ;
લખ્યા પુરાણ પ્રસિદ્ધ, ધજા ધર્મ કેરી ફરકે,
ડંકા બજિયા, દેશવિદેશે નામ સમરકે.
સહજાનંદ સુખભવન, 'કાગ' હરિરસનો ભોગી,
ઊઠ્યા સહુ ઊંઘ ત્યાગી, જાગિયો અવધૂત જોગી.

## ૯૬

અવસર ચૂક્યા મેહુલા, વરસ્યે વણસે ખેત,
વિણ અવસર હરિને ભજે, હૈડે ન મળે હેત;
હૈડે ન મળે હેત, ભાવ વિણ ભગતિ ખોટી,
જોબન ઝડપાઈ ગયાં, ઘડપણે વ્યાધિ ચોંટી.
રોગ વીફરી ગયા, કાન ને નજરું સરભર,
પરાધીન થઈ પડ્યો, ચૂક્યો સઘળો અવસર.

## ૯૭

યજ્ઞપુરુષને ઝાડવે, જોગીનાં ફળ લાગ,
એ ફળ મળિયાં 'કાગ'ને, જુઓ પંખીનાં ભાગ્ય;
જુઓ પંખીનાં ભાગ્ય, કાગડો સઘળો કાળો,
હંસ જોઈ રહ્યા વાટ, જોગીને ગમિયો માળો.
ધન ધન પરહિતકારી, સંત પતિતોના પાવન,
'કાગ' વેદનાં વચન જ્ઞાન[1] વિણ જૂઠો જગન.

૧. જ્ઞાનજીવન – શ્રી યોગીજી મહારાજ.

## ૯૮

કોટિ સૂરજ ઊગિયા, અંજાણો સંસાર,
ગુરુકૃપાથી ભાળિયા, તેજ તણા અંબાર;
તેજ તણા અંબાર, દિવ્યદષ્ટિ શુભ દીધી,
અંધારાં ઊડી ગયાં સાંપડી સઘળી સિદ્ધિ.
જીવનઝંખના મટી, 'કાગ' ભે ટળી મોટી,
જોગી મળ્યો અવધૂત. ઊગિયા સૂરજ કોટિ.

## ૯૯

લક્ષ્મી સાથે સ્નેહથી, ભલે મળે ભગવાન,
જોગી ભાખે જીભથી, ગુરુ વિણ હોય ન જ્ઞાન;
ગુરુ વિણ મળે ન જ્ઞાન, સાનથી કાજ સરે છે,
સો સૈકાનું તિમિર, દીવડો એક હરે છે.
'કાગ' સદ્‌ગુરુદેવ, કરે ઘાયલ ને જખમી,
નટવર સાથે નેહ, ઘેર મર બેઠી લખમી.

## ૧૦૦

ગંગા કેરા નીરમાં, જે નર ના'યો હોય,
અવર નદીના નીરને, ચાહે નહિ પછી કોય;
ચાહે નહિ પછી કોય, ગંગ પાતક સહુ હરિયાં,
નિર્મળ અંતર થયાં, હરખના રેલ્યા દરિયા.
જોગી કેરા શબદ સાંભળ્યા અક્ષરગંગા,
પુરુષોત્તમ પરખિયા, 'કાગ' ના'યો નીરગંગા.

## ૧૦૧

ઘેરાં નગારાં ઘૂઘવે, ઘડિયાળાંના સૂર,
સહજાનંદને બેસણાં, જોગીરાજ હજૂર;
જોગીરાજ મહારાજ સાયબી છે કુબેરની,
રાજા જે અધિરાજ ફરક કે ફારફેર નઈ.
'કાગ' શિખર પર લખે કળશ સુવર્ણ અનેરા,
અક્ષરનાં જયકાર નગારાં બોલે ઘેરાં.

## ૧૦૨

મંગળ શબદ ઉચારતા, ઘરઘરમાં શુભ ચાહ,
છોંતેર વરસે સંતનો આજ મહાઉત્સાહ;
આજ મહાઉત્સાહ, મેદની હલક્યો દરિયો,
ભોજન પીરસ્યાં ભાણ્ય, જાણ કટકદળ ફરિયો.
ધરાપીઠ ધમધમે, જગનજ્વાળા થઈ ઝળહળ
સ્વામી કેરે ઘેર, વાગિયાં વાજાં મંગળ.

## ૧૦૩

ગોંડળના ગૌલોકમાં, માયા વીસરી જાય,
પૂર હલક્યાં સત્સંગનાં, તેમાં રહ્યા તણાય;
તેમાં રહ્યા તણાય, ભગતજન શ્રીહરિવરના,
પરગટ પુરુષોત્તમ અક્ષરે છે ઈશ્વરના.
જયજય મુખથી કહે ઊલટ્યાં માનવ અનગળ,
'કાગ' પ્રગટ ભાસતી, લોક આ નગરી ગોંડળ.

## ૧૦૪

જોગી સંતને સેવજો, કરજો તેનાં કેણ,
જીવ, શિવ ને સ્નેહનાં એ કરી દેશે રેણ;
એ કરી દેશે રેણ, વેણ હરિ એનાં રાખે,
સત્સંગીને ગળે ગાળિયો મજબૂત નાખે.
ગુણાતીતને કહી એ જ ભગતિના ભોગી,
'કાગ' બડાં બહુભાગ્ય, ભેટિયો મુનિવર જોગી.

## ૧૦૫

ઝળકે તેજ કપાળનાં, જીભે અમૃતધાર,
સિદ્ધિ સેવે આંગણાં જોગીને દરબાર;
જોગીને દરબાર રંક ને રાજા આવે,
જેવો જેનો ભાવ, ફળો તે તેવાં પાવે.
'કાગ' શરણમાં ગયો, આંખડી પ્રેમળ ચમકે,
ઝળહળ ઝળહળ તેજ સંત-આતમનાં ઝળકે.

## ૧૦૬

તેના બેડા પાર છે ભલા ભેર ભગવાન,
જેણે લીધાં જગતમાં, જ્ઞાનજીવનનાં જ્ઞાન;
જ્ઞાનજીવનનાં જ્ઞાન એ જ જોગીને રૂપે,
ધરે ભાવથી ધ્યાન, પડે ના ભવને કૂપે.
ચારણ કુળમાં 'કાગ' મજાદર ઘર છે જેનાં,
જ્ઞાન જીવનમાં ગ્રહ્યું, પાર છે બેડા તેના.

## ૧૦૭

જોગી સાગરરૂપ છે હોડી મતિ છે "કાગ"
હાથ હલેસાં મારતો હાલ્યો લેવા તાગ;
હાલ્યો લેવા તાગ, ઘડીકમાં મતિ મૂંઝાણી,
કરણી કેરા ભર્યાં દધિમાં અનહદ પાણી.
વળિયો કાંઠે 'કાગ', નમ્યો નટવરના ભોગી,
મતિ હેમની વીંટી, નગરી લંકા છે જોગી.

## ૧૦૮

નમું વરસ છોંતેરને
નમું ગુણાતીત નંદ
નમું યજ્ઞપુરુષને
જ્ઞાનજીવનને સંગ

જ્ઞાનજીવનને સંગ જયતિજય, સ્વામીનારાયણ
જયજય અવધૂત જોગી, જયો જય બ્રહ્મપરાયણ
યોગીમાળા નામ રાખિયું, શરણ શમું હું,
તુજ સ્વરૂપ લયલીન 'કાગ', શુભ ચરણ નમું હું.

દોહા મેરુ સમાન હે,
યોગીમાળા હાર;
'કાગ' ધરે તુજ કંઠમેં,
કરહુ જોગી ! સ્વીકાર.

આપ તણી કિરપા તણા,
વરસ્યા મેઘ અપાર;
વાળાકે[1] એક વાદળી,
વરસાવો જળધાર.

---

૧. મહુવા અને તળાજા વચ્ચેનો પ્રદેશ જ્યાં મજાદર આવ્યું છે તે વાળાક પ્રદેશ કહેવાય છે.

# યોગીવચનામૃત

સાચું બોલો સ્નેહથી, કપટ કરો નહિ ક્યાંય
દોષ અવર દેખો નહિ, ત્યાગો કંજૂસાઈ–૧

કરી ક્રોધ કે દ્વેષથી, કોઈ કરે અપકાર
સાગર બનીને તેહનો, સદા કરો ઉપકાર–૨

ભયવાળા અને સલીલ શઠ, બહુ બોલકણા તાન
બહુ ફરતા નવરા તણી, વાતું ધરો ન કાન–૩

જન્મદ્વેષી, દારૂડિયા, અમલી, ગરજી બાન
બાયુંમાં બેસે ઘણો, એની વાતું ધરો ન કાન–૪

પિતાદ્રોહી, આચારહીણ, સ્વારથનું અજ્ઞાન
આપ વખાણો આળસુ, વાતું ધરો ન કાન–૫

બીજાનાં ઘર ભાંગવા, તનમાં જેને તાન
શિયાળ જેવા ચતુરની, વાતું ધરો ન કાન–૬

ભલું કર્યું કે ભૂલતા, ન દીન દેતા દાન
કૃપણ, કુટિલ, કુકર્મીની, વાતું ધરો ન કાન–૭

જે હરિના સત્સંગમાં ભજવે ભૂંડો ભાગ
ભ્રાત, તાત કે પુત્ર હો, તેનો કરવો ત્યાગ–૮

ક્લેશતણી વાતું કરે, કરે શોકનો રાગ
આનંદની ઓળખાણ નઈ, તેનો કરવો ત્યાગ–૯

પછવાડે બીજો બને, મોઢે બીજો લાગ
એ ઉત્પાતી આતમા, તેનો કરવો ત્યાગ–૧૦

સારું કોઈનું દેખતાં, ઉપડે અંતર આગ
ગુણને અવગુણમાં ગણો, તેનો કરવો ત્યાગ–૧૧

બેસે હાથ કપાળ દઈ, શ્રમનો નહિ સુહાગ
વ્યસની સઘળાં કેફનો, તેનો કરવો ત્યાગ–૧૨

જે ઘર દારૂ સંચરે, દુરાચારના દાગ
પેટ પ્રાણી-કબરું બની, તેનો કરવો ત્યાગ–૧૩

જુગારી, શિકારી ને અંતર ભભકે આગ
જીભ બનેલી ઝેરની, તેનો કરવો ત્યાગ–૧૪

જેની લાંબી નજર નહિ, નહિ અંતર વૈરાગ
મહાપુરુષના નિંદકો, તેનો કરવો ત્યાગ–૧૫

જેનાં મન ખાબોચિયાં, તળિયાં તૂટેલ ભાગ
વાતું અમથી વાવલે, તેનો કરવો ત્યાગ–૧૬

બહુ નમે, બહુ વીનવે, કાઢે કૂણો રાગ
કાળીનાગના કુળ એ, તેનો કરવો ત્યાગ–૧૭

કથા સાંભળે પ્રેમથી, દેખાડે અનુરાગ,
પછી હાંસી ઉડાવતા, તેનો કરવો ત્યાગ–૧૮

ભક્ત નહિ આસ્તિક નહિ, નહિ ભગતિમાં ભાગ
પાપતણાં એ પૂતળાં, તેનો કરવો ત્યાગ–૧૯

ખોદી ખર માથે ચડી, પાટુ ચાકડે ચડી
ટપલે ટીપી અગન ઓરાણી, તોય ટાકર માથે પડી–૨૦

સજ્જન કેરા કામને, વારે ખળ વણજાર
સાગર કેરી લહેરને, વારી રહ્યા કિનાર–૨૧

ધર્મ કાજ બહેરો બને, સહેજે તાણે ખાગ
નિજ જાતિમાં શ્વાન સમ, કરવો એનો ત્યાગ–૨૨

શુદ્ધ સંકલ્પ મનમાં કરી, અભડાવો નહિ આપ
સારા સંકલ્પ ચૂંથવા, એ જ મહા છે પાપ–૨૩

સંગ રહી, સેવા કરી, પછી માપિયા માપ
સેવક સમોવડિયો બને, એ જ મહા છે પાપ–૨૪

ખોળે જેને ઊછર્યા, સુખથી કીધા બાપ
અવગુણ એના ગોતવા, એ જ મહા છે પાપ–૨૫

દુશ્મન ડાહ્યો હોય તો, એની લેવી ડાપ
ગુણ એના ગણવા નહિ, એ જ મહા છે પાપ–૨૬

કુળ તણા મોટા તણી, જગ લેતું નથી ડાપ
(તેથી) પ્રભુ પોઢ્યો પીપળે, એ જ મહા છે પાપ–૨૭

જગદંબા સીતા તણાં, ધોબી માપે માપ
ગુરુ પણ કહેતા નથી, એ જ મહા છે પાપ–૨૮

નશાખોર જાદવ બન્યા, થાક્યો હરિવર આપ
મદિરા પી બાધી મૂઆ, એ જ મહા છે પાપ–૨૯

જેના અંતરમાં નથી માન, મોહ, મદ, લોભ
અવતારી એ આત્મા, કાયમ નમવા જોગ–૩૦

મળ્યા સુખનો એકલો, કદી ન ભોગવે ભોગ
હદ છાંડી છલકે નહિ, એ છે નમવા જોગ–૩૧

દરદી દીન અનાથનો, પાળણ મોટો મોભ
પર ઉપકારી આત્મા, એ છે નમવા જોગ–૩૨

મીઠું પણ સાચું કહે, સહે ન અધર્મ યોગ
દીવા સમ સળગે સદા, એ છે નમવા જોગ–૩૩

બીજ દટાયું ભોમમાં, પંડ્યનો વહોર્યો નાશ
પછી હજારો તન ધર્યાં, પહેલાં મળ્યો વિનાશ–૩૪

ઊગેલાને સહુ ભજે, બપોરે અકળાય
આથમતા સમ ના જુએ, આવો જગનો ન્યાય ૩૫

હાય ! હાય ! તું કાં કરે, બેઠો બની કરૂર
એક દી લોભી જીવડા, જાવું પડશે જરૂર–૩૬

કાળાં, ધોળાં કંઈ કર્યાં, પડિયો માયા પૂર,
કો નહિ આવે સાથમાં, જાવું પડે જરૂર–૩૭

છત્રપતિ કંઈ ધનપતિ, ઊડ્યા આકના તૂર
તારો તું વિચાર કર, જાવું પડે જરૂર–૩૮

હિસાબ તલ તલનો થશે, એ દરબાર હજૂર
ત્યાં સોનાનું ચલણ નથી, દેશ બહુ છે દૂર–૩૯

સંત ક્યારે સુમિરણ કરે, ક્યારે નામ લીયે
સાગર વસતી માછલી, ક્યારે પાણી પીએ–૪૦

મુખ બીજું, મનમાં બીજું, આંખ શીતળ તન તાપ
નાટકી જીવન જીવતો, એ જ ભયંકર પાપ–૪૧

ભાડે લીધું ખોરડું, એને બગાડે
પછી રૂડો ઓરડો (કોઈ), દેશે નહિ ભાડે–૪૨

તન માગ્યું, જીવ માગિયો, માગ્યો પ્રાણ ધરે
મૂરખ માગ્યાં લૂગડાં, તું કાં ફાટ્યો ફરે–૪૩

આંખ, કાન માગ્યાં મળ્યાં, માગી જીભ હરે
માગ્યા ઘોડા કુદાવતો, તું કાં ફાટ્યો ફરે–૪૪

સદાવ્રતનાં ખીચડાં, માગ્યાને મળિયા
એનું કરવા વહેંચણું, ભાલાં ઊછળિયાં–૪૫

માત પિતાને ખબર નહિ, કોણે બાળ ઘડિયા
ઘડનારાને વીસર્યો, એના આતમ આભડિયા–૪૬

સાવ મફતમાં માનવી, મોંઘું જીવન મળ્યું
દેનારાને વીસરી, મન માયાને મળ્યું–૪૭

ક્યાંથી આવ્યો આતમા, ક્યાં રોકાણો રાત
પંખીડા પરદેશમાં, ઊડી જવું પરભાત–૪૮

તારે માટે પવન છે, તારે માટે ધરતી
તારે માટે લાખચોરાશી, આવે વારાફરતી–૪૯

ક્યાંથી વછૂટ્યું ફૂલડું, કોણે લઈ ખીલ્યું
કોણે ચૂલે ચડાવિયું, (અને) ક્યા બાગમાં ખીલ્યું ?–૫૦

પાડે પાડા બાઝતા, શ્વાને શ્વાન ભસંત
માનવ માનવ લડી મૂઆ, આનો કે દી અંત !–૫૧

એક નાતનાં વેર આ, જાતે જાતમાં લડે
આગ બનેલાં ઈંધણાં, પછી નાતીલાને નડે–૫૨

જીવન ઊડ્યું જાય છે, જેમ કપૂરની ગોટી
જનમદિવસને ઊજવે, એ સમજણ છે ખોટી–૫૩

સોના-રૂપાનાં કામ નહિ, જાતનાં ઝેર ચડે
ધીંગાણામાં ત્રાટકી, લોઢે લોઢાં લડે–૫૪

હાથ વછૂટ્યું માછલું, ગયું સમંદર માય
પાછું એ પકડાય ના, કોટિ કરો ઉપાય–૫૫

ચેત માયલા સમજી જા તું, બે દિવસનો તમાશો
ત્યાગ નો પાળ્યો હરિ ભજ્યા નઈ, જીવતર ધૂળ ધમાસો–૫૬

કોણે પૂર્યું કોડિયે, દીવામાં દિવેલ
કાંઈક અંજવાળાં આખીની, મફત મળ્યું છે તેલ–૫૭

આંખે જોઈને ચીતર્યા, રૂપ તણા અંબાર
એને કાં જોયો નહિ (જે) આંખ બનાવણહાર–૫૮

બત્રીસ દાંતનું ચોકઠું, એના રૂપિયા સો
મફત દાંત મળિયા હતા, કાંઈક વિચારી જો–૫૯

હરિએ તુને આપિયું, કાંઈ બોલ્યા વિના
તું બીજાને આપજે, ભાષણ કર્યા વિના–૬૦

નારાયણનું નામ લે, ચિત્તમાં શાંતિ થાય
ચોતરફે સળગી રહી, અગ્નિઝાળ ઓલાય–૬૧

વેદ પુરાણે વર્ણવ્યા, વ્યાસ અને વાલ્મીક
તુલસીદાસે તે કથ્યું, કળિયુગમાં ઠીક–૬૨

મીરાં નરસિંહ કહી ગયાં, જીવી ગયાં જરૂર
શામળિયાના સ્નેહથી, કાળજ મટે કરૂર–૬૩

નીતિ રીતિનો મુગટમણિ, સદાચારનો નાથ
ધર્મ, ભક્તિ ઘર અવતર્યો, સહજાનંદ સમરાટ–૬૪

એણે બાંધ્યા કાયદા, કોઈ ધરે જો ચિત્ત
કૃપા કરે ઘનશ્યામને, બેઉ લોકમાં જીત–૬૫

અંગ પર ઝીણાં લૂગડાં, પહેરો નહિ કરી જોર
સહજાનંદ ભાખી ગયો, વરસ દોઢસો મો'ર–૬૬

એકાંતે મળવું નહીં, નરનારીની સાથ
આગળ હજી સંભારશું, ગઢડાવાળો નાથ–૬૭

ગુણાતીતને ગોતજો, મુક્તાનંદ મહારાજ
બ્રહ્માનંદને ભેટતાં, શ્રીજી પકડે હાથ–૬૮

હોકારા હનુમાન દે, નર નિષ્કુળાનંદ
આ મારગડો ઊજળો, ટળે ભવનો ફંદ–૬૯

ભાગે વ્યાધિ ભવ તણી, છેવટ ભાગે જમ
પ્રગટ દેવને સેવજો, અક્ષર પુરુષોત્તમ–૭૦

પુરુષોત્તમના પાટ પર, યજ્ઞપુરુષ અવતાર
કંઈ રોગી સાજા કર્યા, વૈદ હતા હુશિયાર–૭૧

યજ્ઞપુરુષને ખોળલે, જ્ઞાનજીવન ગુણવંત
યોગી યોગી સહુ કહે, કળિમાં પરગટ સંત–૭૨

સહજાનંદને મન રહ્યો, અધૂરો કોઈ વિચાર
પૂરો કરવા આવિયો, આ ત્યાગી અવતાર–૭૩

પાપી નમે ધર્મી નમે, નમે રંક ને ભૂપ
હરિ વીંટેળે સોંપિયું, શરીર પાંદડારૂપ–૭૪

નારાયણ નિરધારને, આજ પાડવા પાર
મહારાજની મરજીનો, આ યોગી અવતાર–૭૫

પેલા "છો" આગળ ધરો, પછી ધરી દ્યો "તેર"
કાગ યોગી મહારાજને, વર્ષ થયાં છોંતેર–૭૬

# સંતમહિમા

(સવૈયો)

માનસસરના માનસહંસો માનભર્યા માનસે વસે,
કમલ કમલની વિકસિત શોભા પથરાતી શી દિશે દશે;
રસના મૂંગી હૃદય બોલતાં આત્માનંદે નિત્ય રમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૧

આ અવનીમાં સંતમહિમા જેની સીમા નથી નથી,
સરવર તરુવર જલધર જેવા સદૈવ સંતો પરમારથી;
તૂટી પડે બ્રહ્માંડ સમૂળાં રહે અણ ધરમે કરમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૨

તપતા જવ માનવ જીવનતલ સ્પર્શે શીત સુપુનિત કરે,
બેધારી તરવારિ ઉપર સંત સદાચારી સંચરે;
કાયા માયાના નિર્માણ ભૂતલ પર નિર્દંભ ભમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૩

હરતાફરતા તીરથ જંગમ વેણીસંગમ શા પાવન,
જનજનનું મંગલ કરવાને દિન દિન કરતા દેશાટન;
ઈશ્વરઘરની જીવંત મૂડી કામ આવતી સમે સમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૪

પ્રથમ ધર્મ–આચાર શીખવે જે પોતે આચરનારા,
વિચાર, વાણી અને વર્તને પરને પારસ કરનારા;
નિર્મલ નેણાં, નિર્મલ વેણાં ને નિર્મલ જે શમે દમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૫

દુનિયાના રંગો બદલાતા ના બદલાતા જેના રંગ,
શ્રવણ, મનન, નિદિધ્યાસનમાં સદા સર્વદા રહે અભંગ;

સર્વમાં સર્વેશ્વર ભાળે એમાં નિજ આયુ નિર્ગમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે-૬

સ્પર્શે સ્પર્શે વસુધા હર્ષે વરસે મેઘ સુધાવારિ,
રત્નાકર પદ પખાળવાને વીનવે શો વારી વારી;
મળજો એવા સંતો અમને જીવનભર જનમે જનમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે-૭

અણુ પરમાણુ પાવન કરતા પાવન નિજ શ્વાસે શ્વાસે,
દીવડે આવી દિવેલ પૂરે એ પણ તારા અવકાશે;
સેવ્ય સંતને રહો સેવતા ફળશે મંગલકર મોસમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે-૮

અનંત ભાવે સંત કહે તું તારો મટીને મારો થા,
જગ રીઝે તો ચપટી આપે સંતો દોથા ને દોથા;
ભક્તિ પ્રભાકર પ્રગટ થતો કે મણમણનાં અંધારાં રાત્રે
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે-૯

શક્તિ, ભક્તિ, સુગતિ દેશે-લેશે ના એ એનાં મૂલ
આવ્યા ઉદ્ધારવા આપણાં મોઘાંમૂલાં માનવકુલ
નિશ્છલ મન જન જનની સંતો ભાંગે ભીડ સમે વિષમે
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે-૧૦

(દૈવી) સંપત્તિ આવતી શોધતી યદિ પ્રકટતી શરણાગતિ
શરણાગતિ પ્રકટતાં વૃત્તિ ચંચળ અંતર્મુખ થતી
સેવામાં સાધના ખીલશે કરતાં સાધન ક્રમે ક્રમે
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે-૧૧

તારા મારા નિત્ય સહારા સજીવ કિનારા મુક્તિના,
તન ખેતર વાવેતર કરતા સંતજનો સાધન વિના;
અઢળક ધાને હરિ હરખતા જ્યારે ભૂખ્યા જીવ જમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે-૧૨

માનવને માનવ કરવામાં સંત સદા આનંદ માને,
ભૂલેલાના બને ભોમિયા નિર્માને નિરભિમાને;
સ્થિરતા ગંભીરતા ધીરતા સંતોની શ્રીહરિને ગમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૧૩

માયારાગી અંધ અભાગી ઓ દુર્ભાગી ! જો જાગી,
તવ હિતકારણ દોષ નિવારણ સંતો ઊભા સોહાગી;
તું તરછોડે એ નહિ છોડે ખમીરવાળા બધું ખમે,
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૧૪

આનંદો પાર્ષદો શ્રીજીના અક્ષર પુરુષોત્તમ ધામે,
જોગીજીનો જય ઉચ્ચારો એક જ ધારો એ નામે;
દર્શનીયનાં દર્શન સ્પર્શ ન કરવાં એ કોને ના ગમે ?
એવા યોગીને ચરણે આ અણનમ માથાં ભલે નમે–૧૫

૨૧. ભગવતપુરા, ગોંડલ – પ્રાણશંકર મ. ઉપાધ્યાય "યોગી"

કોની દીવાસળી ? કોના દેવતા ?
ક્યાંથી આવી ચિનગારી ?
એ ભારેલો અગ્નિ નથી તમારો,
ભભૂતિ ભલે હોય તમારી !

આત્મજ્ઞાનની આવી વિરલ મસ્તી ગાનારા, લોકકવિ-સમ્રાટ દુલા ભાયા કાગનો જન્મ તા. ૨૫ નવેમ્બર, ૧૯૦૩માં થયો હતો. આ કવિ પાસે શિક્ષણ ખાસ નહોતું, પણ કેળવણીનો કુબેરભંડાર હતો. પીપાવાવ અને ઝોલપરની સીમમાં ગાયો ચરાવતા આ કવિએ કિશોરવયે તો ડાયરાઓમાં શ્રોતાજનોને ઘેલા કરવાનું શરૂ કરી દીધું હતું.

ધ્રાંગધ્રાના મહારાજાએ કવિ કાગને આદરપૂર્વક રાજકવિ થવાનું નિમંત્રણ પાઠવ્યું ત્યારે આ અલગારી આત્માએ 'મારું એ કામ નહિ' કહીને નિમંત્રણ પાછું વાળેલું. ઈ. સ. ૧૯૬૨ની ૨૬મી જાન્યુઆરીએ સરકારે તેમને 'પદ્મશ્રી'થી પુરસ્કૃત કર્યા હતા. ૧૯૬૩માં પોતાના વતન મજાદર ખાતે ગુજરાતના અઢીસો જેટલા સાક્ષરોનો મેળાવડો યોજીને આ કવિએ કવિતાનો અને ભોજનનો ભરપૂર આસ્વાદ કરાવ્યો હતો. કોઈનું ઋણ કદીય ન વીસરે એવી વિરલ પ્રતિભા હતી એમની !

ઈ. સ. ૧૯૭૭ની ૨૨મી ફેબ્રુઆરીએ આ કવિએ ધરતી ઉપરથી વિદાય લીધી ત્યારે લોકસાહિત્ય જાણે સૂનું પડ્યું હતું. એમની કવિતામાં ધબકતો એમનો ચેતન-આત્મા તો સદીઓ સુધી ભાવકોને ભાવતરબોળ કરતો રહેશે.

તેમની જન્મશતાબ્દી નિમિત્તે સરકારે તેમની ટપાલ-ટિકિટ પ્રગટ કરી અને ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયે 'કાગવાણી' અંતર્ગત કુલ આઠ ભાગમાં તેમનાં કાવ્યો ગુજરાતી વાચકો સમક્ષ પુનઃ ધબકતાં કર્યાં. ૨૦૧૫ની ૨૨મી ફેબ્રુઆરીએ કવિ દુલા કાગની પુણ્યસ્મૃતિમાં યોજાયેલી મોરારિબાપુની રામકથા (પ્રેમયજ્ઞ) નિમિત્તે એ આઠેય ભાગનું પુનઃમુદ્રણ પણ કર્યું.


9 788184 809664
₹ 125